શ્રી શ્રેયસ્સાધક-
અધિકારિવર્ગગ્રન્થાવલિઃ
ગ્રન્થાઙ્કઃ ૮૭

# શ્રી સુદામાખ્યાન.

— દ્વિતીય આવૃત્તિ —

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી.

[ મૂલ્યઃ ૦-૮-૦

॥ ॐ ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# श्री सुदामाख्यान.

## आरंभक स्तुति.

### પદ.

જય અનન્ત ઐશ્વર્યાધિપતિ ! કરીએ આરંભવિષે પ્રણતિ,
આપની પ્રવૃત્તિ અતર્ક્ય[1] અતિ, સમજી ન શકે આ જીવમતિ; જય૦
છો આપ જ અશરણશરણપતિ, કરુણાથી જોતા રંકપ્રતિ,
છે ગહન ગતિ, નથી કળી જતી, નિજ ભક્તિપ્રતીતિની આપ કૃતિ; જય૦
જે અંતરને અતિ મુઝવતી, તે આપ ભક્તને રીઝવતી,
અન્યની જેથી શ્રદ્ધા ઘટતી, સાચા ભક્તોની સૌથી વધતી; જય૦
કરો શ્રદ્ધા પૂરી, અમમાં ખૂટતી, વળી હોયે ઘડી ઘડી જે તુટતી,
કરો સુદૃઢ તેને પ્રભુ ! ઝટિતિ, હણી અશ્રદ્ધા મધ્યે ઉઠતી; જય૦
લહું કસોટીમાંથી અમવૃત્તિ, પ્રભુ ! આપની છૂપી ઉપકૃતિ,[2]
એવી કરુણા કરીને મહતી, સત્વર સુન્દર સાધો પ્રગતિ;[3] જય૦
યાચીયે કૃપા પ્રભુ ! દો સંપ્રતિ,[4] ઓ કૃપાનિધિ ! ઓ કૃપાનિધિ !
જેના પર આપની કૃપા થતી, તેના સુખનો અવધિ અવધિ; જય૦

---

૧ કલ્પના ન થઈ શકે એવી ૨ ઉપકાર ૩ મોટો વિકાસ ૪ તરત

# ભગવદ્‌માહાત્મ્ય.

પદ. ( દેખો સખિ ! ડોલરીયો—એ લય)

માગ્યા વિના પ્રભુ દેતા, એ ભક્તને, મન માગ્યું દેતા.
તેથી દયાનિધિ કહેતા, આ લોક સહુ, દયાનિધિ કહેતા.
સાચી નિષ્ઠાથી સેવી પ્રભુ, પ્રભુ—આપે જે ભીડ તે સ્હેતા; એ૦
નરહરીનાથ સદા આવ્યા છે ધાઇને, સ્મરતા જ્યારે નૃસિંહ મહેતા; એ૦
અનન્ય ભાવથી ભજનારનાં એ, યોગક્ષેમને સદા વહેતા; એ૦
સાચા પ્રભુને ખરી રીતે વિશ્વમાં, કોઇક સાચા ભક્ત લહેતા; એ૦
જેને દેવા ચહે તેનું પહેલાં હરિ, સર્વસ્વ તો હરી લેતા; એ૦
આખર પોતાનું સર્વસ્વ તેને, આપ્યા વિના નથી રહેતા; એ૦
ભક્તને અધીન પ્રભુને વશ કરે તે, થઇ રહેતા વિશ્વના વિજેતા;[૧] એ૦

—દોહરા—

યાચ્યા વિણ પણ જેમને, આપ્યું ઇચ્છ્યું અમિત,[૨]
તેહ સુદામા ભક્તનું, શુણજો પુણ્ય ચરિત.
સર્વૈશ્વર્યસમેત શ્રીકૃષ્ણતણા જે મિત્ર,
બાલસ્નેહી ગુરુબંધુ ને, સદાય પરમ પવિત્ર.
દૈવીસંપત્તિસમન્વિત સુદામા વિપ્ર,
પણ લૌકિક સંપત્તિમાં, હતા અતીવ દરિદ્ર.
વિરક્ત વિષયવિષે અને, બ્રહ્મતત્ત્વસંનિષ્ઠ,[૩]
પ્રશાંત, જીતેન્દ્રિય અને, સાત્વિકગુણવિશિષ્ટ.[૪]
જ્ઞાનરશ્મિઓ તેમના, ઉર ઝળહળે અનેક,
દીવેલનો પણ ઘરવિષે, હતો ન દીપક એક.

---

૧ જય કરનાર ૨ પુષ્કળ ૩ આત્મજ્ઞાનવાળી પૂર્ણ સ્થિતિયુક્ત.
૪ સાત્ત્વિક ગુણવાળા.

પ્રસન્નતાનો પ્રખર રવિ, ઝગઝગતો તે ઉર,
પણ તેના મુખપર નથી, અન્નથી નિપજતું નૂર.
કશાની પણ તેને નથી, સ્પૃહા અંતરે લેશ,
કારણ તેના ઉર રહે, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ.
હતા અપાર દરિદ્ર પણ, હતા લગાર ન દીન,
બ્રહ્મજળે મહાલે અતિ, મસ્ત તેનું મનમીન.
યદચ્છાથી જે મળે, તેથી કરે નિર્વાહ,
ભુખે મરે પણ ભીખતાં, તેને ઉપજે દાહ.
યથાપ્રાપ્ત સ્થિતિમાં રહે, સદા સર્વદા તૃપ્ત,
એક પ્રભુભક્તિવિષે, રહે સદાય અતૃપ્ત.
વર્હતા આ સંસારમાં, પાળી અયાચકવ્રત,
વિવિધ એપણાઓથકી,[૫] ઉરથી રહે નિવૃત્ત.
પતિવ્રતા હતી તેમને, સુશીલ પત્ની એક,
બાલક પ્રભુએ કરી કૃપા, દીધાં હતાં દશેક!
પતિચરણોદક પ્રાશીને,[૬] રહેતી ઉર પ્રસન્ન,
પણ ખાવા નવ પામતી, ત્રણ્ દહાડે પણ અન્ન.
ભુખી રહે પોતે છતાં, તેનું ન માને દુઃખ,
પણ નિરખી બાલક ભુખ્યાં, કરમાઇ જાતું મુખ.
ફાટયું ચિથરું જોઇને, શરીરે ધરે ન કલેશ,
પણ રડતી, જોઈ બાલનો, વસ્ત્રવિનાનો વેષ.
(કોઇનાં) વાસણ માંજી, જળ ભરી, દળીને કાઢતી દિન,
પ્રસન્ન રહે પતિસમીપ પણ, ઉરમાં રહેતી ખિન્ન.
કોઇ કહેતાં કોઈ વાતનું, હતું ન તેને સુખ,
પતિનું બહિર્ કંગાલપણું, જોઈ બહુ થાતું દુઃખ.
પણ તે કારણ પતિસમીપ, કહી ન શકતી તેહ,
પતિપાસે રડતી જણવી, બાલકપ્રતિનો સ્નેહ.

---

૫ ઈચ્છાઓથી ૬ પાન કરીને

દરિદ્રતાનો દેવ પણ, જ્યાં રહેતાં લજવાય,
એવા નિજ આશ્રમવિષે, રહેતાં તેહ સદાય.

—તુલસીદાસની ચોપાઈનો લય—

આશ્રમકેરું સ્વરૂપ શું કહેવું, હતું ખરેખર જોવા જેવું.
ઝુંપડી એક જ જીર્ણસરીખી, થઇ ગઇ'તી છેક ખાખાવીખી.
બે ત્રણ દ્વાર હતાં વળી તેને, પણ સાંકળ નહોતી એકેને.
છાપરામાંથી તેજ આવતું ઝાંખું, નળીયું એકે હતું નહિ આખું.
અભ્રવિષે શોભે જેમ તારા, છાપરામાં તેમ બહુ બાકોરાં.
અંદરથી બહુ બાઝ્યાં જાળાં, મહીં કીધા ચકલીએ માળા.
અખંડ ધૂળની વૃષ્ટિ થતી, મહિં શોભે સુદામા ધૂર્જટી.
પાપથી જેમ પૃથ્વી કંપતી, વાયુથી ઝુંપડો કંપી ઉઠતી.
ભીંતોમાં પડીયાં ગાબડાં, કીધા પચાસેક ટેકા ખડા.
જટા સાધુની હોય જેમ લુખી, પૃથ્વી[1] છાણવિનાની સુકી.
કોળે દર ત્યાં કીધું હતું, રાત્રે ઘર લાગતું જાગતું.
હોય શેનું ત્યાં પાથરવાનું, જ્યાં નહોતું પૂરું પ્હેરવાનું.
ગૃહનો સામન હોય શું ભારી, (જ્યાં) સહુ વસ્તુની મારામારી.
પ્રવાસી રહે (જેમ) મુસાફરખાને, રાત વાસો કરતાં ત્યાં શ્વાને.[2]
ખૂણે એક ખાટલો હતો જે, ફાટી પાટી પાયા તેના બે.
દર્ભાસન ત્યાં હતું પડેલું, ઉધેઇ ખાધું ને અર્ધું સડેલું.
કમંડલુ જળનું એક હતું, બેસણીવિણ જે ડગમગ થતું.
જાણે દારિદ્ર ઋષિનું નિરખતું, પાત્ર તેહ કંપી ઉઠતું.
સંધ્યાનું ત્યાં પ્યાલું પડેલું, શુક્રાચાર્યનું રૂપ ધરેલું.[3]
ઋષિની[4] દરિદ્રતા જોઈ ત્રાસ્યું, જાણે ટપકાવતું નિજ આંસુ.
તરભાણું હતું શોકે છવાયું,[5] દારિદ્ર્ય જોઇને હૃદય ચીરાયું.[6]

---

૧ તે આશ્રમની જમીન ૨ કુતરાં પણ ૩ કાણું ૪ સુદામા ૫ મેલું.
૬ વચ્ચે તુટેલું.

દાંડો આચમનીનો તુટયો'તો, ઋષિથી ભાર ઉચકાતો નહોતો!
દીપકજ્યોતિ મનોમય થાતી, ધૂપઅર્થે અંજલી મૂકાતી.
નૈવેદ્ય ભાવનામય ધારે, શર્કરા ખાધી'તી ગયે જન્મારે.
ઘરમાં હાંલ્લાં હતાં સત્તાણું,[1] બે ફૂટેલાં ને એક કાણું.
ઠીબ હતી એક કાનાફુટેલી, 'એકાંતરીઆ-વ્રત' નિયમ લીધેલી.[2]
ડબ્બો હતો એક દાણાકાજે, ઉંદર પણ મહીં જોતાં લાજે.
ઋષિનું વસ્ત્ર હતું બહુ મેલું, દાતાએ પૂર્વે ધોએલું.
જયાંથી જુએ ત્યાંથી ફાટેલું, ઘરમાં થીગડું નહોતું રહેલું.
રાત્રે તો અર્ધું પે'રતા, અર્ધું બાલકને ઓઢાડતા.
પત્ની પણ અર્ધું વસ્ત્ર પ્હેર'તી'તી, અર્ધું બાલકને ઓઢાડતી.
કદી મળતું શેરેક અનાજ, લઢી મરતાં બાલક તે કાજ.
એક કહે, ખાઉં આજે અતિ, ગઇ કાલે મેં ખાધું નથી.
બીજું કહે તું શેનું ખાય, ત્રણ ઉપવાસ તો મારે થાય.
એક બીજાનું તે ઝુંટવે, માતા બિચારી જોતી રુએ.
છેવટ બાલક ભુખ્યાં સુએ, જોયું જાય ન તોએ જુએ.
અંતર્માં દુઃખી બહુ થતી, વળી મન મારી રહેતી હતી.
પતિને કદી તે આવી કહે, પણ પતિ કેવળ સાંભળી રહે.
પ્રભુને પણ કહેતા નહિ જરી, કહે : "દેવિ! સ્મરજે હરિ હરિ.
"પ્રભુની દૃષ્ટિમાં જ્યારે આવશે, જે જોઇશે તે મોકલાવશે.
"તુજથી પણ તુજ બાલકતણી, જાણ પ્રભુને ચિંતા ઘણી."
સાંત્વન આ વિધિ દેતા હતા, સ્ત્રી પણ સમજી રેહેતાં હતાં.
એક દિવસ સઉ બાલક મળી, ભુખ થકી ઉઠયાં કળકળી.
મા ખાવાનું શકી ન લાવી, કોઈ કોઇને તો મૂર્છા આવી.
જેમ તેમ કરી સઉને સમજાવી, પાણી પાઇ દીધાં સુવડાવી.
માતાનું હૈયું હેતાળ, ભરાઇ આવ્યું તેથી તત્કાળ.

---

૧ ત્રણ. ૨ તેના ઉપર ત્રીજે દિવસે રંધાતું.

ધાર્યું, રખે વળી ઉઠશે જાગી, પાછલા દ્વારથી જઈ જરી આવી,
અંતરથી તે શકી ન સાંખી, આ વિધિ વચનો વદવા લાગી :

**સુદામાપત્ની :**

પદ (શું કહું કથની મારી આજ, એ લય.)

દારિદ્રયનું દુઃખ ભારી, હાય! દારિદ્રયનું દુઃખ ભારી.
શું કહેશે જીભ મારી, હાય, દારિદ્રયનું૦
માતા હું થઈ, પણ બાલકને, પોષણ દઇ નથી શકતી.
તો પછી બીજું તે હું તેમને, શું દઇ શકનારી હતી? હાય!૦
હેત આણી મેં બાલુડાંને, પ્રભાતમાંહિ ઉઠાડ્યાં,
તેની તે હું તેણે તેમને, ભુખ્યાં તરસ્યાં સુવાડયાં; હાય!૦
વીંછણ પણ મારાથી સારી, જે બાલકને કાજે.
પોતે મરતી પણ તેનાથી, હું નિષ્ઠુર થઇ આજે; હાય!૦
અરે વિધાતા! તુજને મુજ બાલક ઘડતાં આવડતાં,
પણ તેને કાજે એક રોટલો, તને ન આવડ્યો ઘડતાં; હાય!૦
પાછાં બિચારાં ભુખ્યાં ઉઠશે, સહવારનો પો'ર થાતાં,
તે જોવા પહેલાં તો મુજને. દેજે મોત વિધાતા! હાય!૦

—દોહરા—

આ વિધિ જ્યારે તેહ સ્ત્રી, કરતી હતી કલ્પાંત.
બીજે દ્વારે તે ઋષિ, બેઠા'તા થઇ શાંત.
સ્ત્રીને ઉર પ્રકટયું હતું, અવધિરહિત જવ દૈન્ય[૧],
ઋષિનું અંતર તે સમય, વિચારતું'તું અન્ય.
રડતી બીજે દ્વાર સ્ત્રી, ત્યારે નિજ મનમાંહ્ય,
આ વિધિ વિચારતા હતા, ત્યાં બેઠા ઋષિરાય :

૧ દીનપણું.

સુદામા :

પદ. ગરબી

[ છેક ન આમ ઘટે રે, એ લય. ]

અયાચકવ્રતતુલ્ય ન વ્રત કોઈ વિશ્વમાં,
હું તે ધારી રાખું ઉર અખંડ જો;
નિઃસ્પૃહીનો પણ નિઃસ્પૃહી હું થઈને રહ્યો,
મારે મન છે તુચ્છ સકલ બ્રહ્માંડ જો; અયાચક૦
ઈન્દ્રાદિક પણ મુજ ઈર્ષ્યા કરતા હશે,
ભલે હોય તેને સમૃદ્ધિ અતીવ જો;
દીન થના તે પણ દેવાદિક આગળે,
તેનાથી સારો હું, યદ્યપી જીવ જો; અયાચક૦
જળ પીવા પ્યાલું શામાટે માગવું,
ખોબાથી પણ જ્યારે જલ પીવાય જો;
ઉપાધિકારક શીદને શય્યા જોઈએ,
સ્વસ્થપણે જ્યાં ભૂમિઉપર સુવાય જો; અયાચક૦
યાચક થઈને હાથ ધર્યો જેણે નથી,
દીન મુખે નથી માગ્યું જેણે કાંય જો;
ચૌદ ભુવનપતિની પણ છોડીને સ્પૃહા,
રહેતો, તે જન વિશ્વે ધન્ય ગણાય જો; અયાચક૦
યાચ્યું ત્યારે હરિ પાતાલે જઈ પડ્યા,
થઈને રહેવું પડ્યું છે ત્યાં છડીદાર જો;
પુત્ર થવા યાચ્યું વસુદેવે ઈશને,
બંદીવાન થયા ત્યાં કંસને દ્વાર જો; અયાચક૦
દશરથરાયે પુત્ર થવા કરી યાચના,
તેમાં પણ અંતે ખોયો છે પ્રાણ જો;

બહુ સાવધ રહી યાચ્યું હિરણ્યકશિપુએ,
તો પણ છેવટ આવી મળ્યું અવસાન જો; અયાચક૦
રાવણરાયે માગ્યાં બહુ વરદાનને,
યાચ્યામાં સાવધતા રાખી ન ન્યૂન જો;
પણ સઘળી સાવધતા ધૂળ મળી ગઇ,
યાચનાનામે જ્યાં છે સઘળું શૂન્ય જો; અયાચક૦
કુંભકરણ ધારણમાં પડીયો યાચતાં,
ઉલટી વહોરી લીધી હાણ અપાર જો;
વેદવતીએ પતિ થાવા કરી યાચના,
રામ પતિ પામી શું લીધો સુખસાર જો; અયાચક૦
ગાંધારીએ શત પુત્રોને યાચીયા,
કૌરવ પ્રકટયે ઉલટી ઉપજી લ્હાય જો;
ત્રિશંકુએ પણ યાચ્યા વિશ્વામિત્રને,
ઠામવિનાના એ અદ્ધર લટકાય જો; અયાચક૦
પણ તેમાં બીજાનો દોષ શું કાઢવો,
યાચના એ જ જ્યાં અનર્થકેરું મૂળ જો;
ડહાપણ પણ ત્યાં કામ કશું નથી આવતું,
યાચકતાના નામ જ ઉપર ધૂળ જો; અયાચક૦
વિણ યાચ્યે પણ દેનારા દીધા કરે,
પછી વિવેકી શીદ યાચવા ધાય જો;
સર્વ સ્થિતિમાં સમભાવે રહી સર્વદા,
સુખપૂર્વક પ્રભુગુણ સુદામો ગાય જો; અયાચક૦

—દોહરો—

આ વિધિ વિચારતા હતા, પત્ની આવી પાસ,
દીન વચનથી બોલી ત્યાં, રાખી મુખ ઉદાસ.

सुदामांपत्नी :

પદ. ( સીતાના મહિમાનો લય )

મારા સર્વસ્વ સ્વામિનાથ! હું નમી નમી વિનવું,
નથી આવી પ્રભુ હું આંહિ, કશું કહેવા નવું.
સ્થિતિ જાણો છો સઘળી નાથ! બાલક ભુખ્યાં ટળવળે,
એ તો મુજથી જોયું ન જાય, થશે કાલે શી વલે.
આ ભીખારણ માગી ભીખ, બાલકને ખવાડતી,
હું તો તેથી પણ છું નિકૃષ્ટ, બાલક ભૂખ્યાં રાખતી.
આ ચકલી લાવી ચાંચમાંહ્ય, બચ્ચાંઓને પોષતી,
મારાં બાલુડાંને હું હાય! ભુખે મારી શોષતી.
પેલી કીડી પણ કણ લાવી બાલકનું પોષણ કરે,
હું સ્રીસરખી સ્રી તેનાં બાળ, આજે તો ભુખે મરે.
પેલી કુતરીનાં બચ્ચાં વાત કરે પરસ્પર મળી,
આજે ખાધું અમુક અને કાલ, અમુક ખાશું વળી.
હું તો કુતરીથી પણ નેષ્ટ, મારાં બાલ બોલીયાં:
'તને ખાધે થયો એક દિન, મારે તો બે થયા.'
નવ અધિક વદીને ત્રાસ, હું તમને આપતી,
કંઇક એવું કરો જેથી અન્ન, પામે મારી સંતતિ.[૧]

--દોહરા--

નિજ દુઃખે ઋષિહૃદય હતું, વજ્રથી કઠિન અપાર,
પણ પરદુઃખે તે હતું, કુસુમથી પણ સુકુમાર.
હૃદય ભીંજાયું તે છતાં, સ્રીપ્રતિ દેતા ધીર,
ધૈર્ય સ્થૈર્યપૂર્વક વદ્યા, તે ઋષિ પુણ્યશરીર:

---

૧ પ્રજા.

સુદામા:

પદ. ( સીતાના મહિમાનો લય. )

શાણી દેવિ ! ધરો તમે ધીર, શાને અકળાઓ છો,
જોઈ બાહ્ય સ્થિતિ પ્રતિકૂલ, શાને અમુઝાઓ છો.
નથી સરખી રહેતી કદાપિ, સ્થિતિ કોની સર્વદા,
યોગ્ય સમયે ટળશે જરૂર, તમારી આપદા.
ફલ વિણઋતુએ નવ થાય, વૃષ્ટિ પણ ના થતી,
કોઇ કારણથી કદી થાય, તો દુઃખ ઉપજાવતી.
આ મગરી રહીને દૂર, બાલક પોષે સ્મરણથી,
તેમ આંતર્ વૃત્તિથી બાલ, પોષો અતિ પ્રેમથી.
આ જલમાં રહેતાં મત્સ્ય, બાલક પોષે દૃષ્ટિથી,
તમે પોષો બાલકને તેમ, સ્નેહદષ્ટિવૃષ્ટિથી.
છે સમર્થ પોષણહાર, સમગ્ર આ વિશ્વના,
તે પોષણ કરશે અવસ્ય. જરીએ માગ્યા વિના.
ફાટી પાષાણ તેમાંથી વૃક્ષ, જુઓ ઉગી નીકળે.
અને નદીતટપરનું વૃક્ષ, સમય આવ્યે પ્રજ્વળે.
યાચ્યા વિણ અજગર અનેક, જીવે ભરજંગલે,
અને વસતિમાંહી પણ જીવ, ભુખે કાંઇ ટળવળે.
એક નિર્જન અરણ્યની માંહ્ય, વજ્રની પેટીમાં વળી,
પૂરાયાંતાં દંપતી* તોએ ત્યાંય, રહ્યાં અન્નોદક મળી.
માટે શાણિ ! કરશો ન શોચ, હૃદય ન દુર્બલ કરો,
યોગ્ય સમય નહિ પ્રાપ્ત થાય, ત્યાં લગી શ્રીહરિ સ્મરો.

---

*દશરથ કૌશલ્યા.

 ૧૪૩૫૯

—ચોપાઇ— ×

શુણીને સુદામાની વાણી, પત્નીનેત્રમાં ભરાય પાણી,
સમાધાન મનને દે ઘણું, પણ શમતું ન ઉરનું તાપણું.
કદાચ પતિને લાગે દુઃખ, બીજી તરફ બાલકની ભુખ.
પતિના ચરણવિષે રડી પડી, બોલી, ન સહી શકી દુર્ઘટ ઘડી.

**सुदामापत्नी :**

પદ. ( પ્રાણપતિ હે જગતપતિ રે, એ લય. )

નાથ ! ક્ષમા કરી શુણજો રે, જરી હું દુઃખીયણના બોલ રે; જરી૦
સઉ વાતે આપ નિર્લેપ છો રે, પણ ઘટતો કરવો તોલ રે; પણ૦
ભલા ભલાએ છે કાઢીયો રે, નિજ બાલકઅર્થે જીવ રે; નિજ૦
મારું હૈયું હાથ કેમ રહે રે, જોઇ દુઃખી બાલક, શિવ ! શિવ રે; જોઈ૦
વસિષ્ઠસમા બ્રહ્મર્ષિ વડા રે, સહી શકયા ન પુત્રની હાણ રે; સહી૦
દશરથસમ મહા ભડવીરે રે, રામઅર્થે ખોયા છે પ્રાણ રે; રામ૦
પાર્વતી પણ રડયાં કેટલું રે, શુણી ગણપતિનો શિરચ્છેદ રે; શુણી૦
ગણાય અર્જુન વીર છતાં રે, કર્યો પુત્રઅર્થે શો ખેદ રે; કર્યો૦
પુત્રને મેળવવા અર્થે રે, જુઓ કૃષ્ણે આદર્યું તપ ઉગ્ર રે; જુઓ૦
ગરીબ ટીટોડીએ કેવો કર્યો રે, બચ્ચાંકાજે સમુદ્રને વ્યગ્ર રે; બચ્ચાં૦
બીજો દૃષ્ટાન્ત શો શોધવો રે, પણ વિચારી જોજો નાથ ! રે; પણ૦
આપતણાં ગુરુપત્નીએ રે, પુત્રઅર્થે કર્યો શો ઉત્પાત રે; પુત્ર૦
નાથ ! હું અણઘટતું વદું રે, પણ હૈયું બળે છે માંય રે; પણ૦
બાલકને ભુખ્યા જોઇને રે, મારો જીવ રહ્યો ના જાય રે; મારો૦
માટે વિનવું છું હું કરગરી રે, કંઇક માનો હું દીનના નાથ રે; કંઈક૦
કંઇક મારું પ્રભુ ! માનશો રે, લહીશ મારા સધાયા સર્વાર્થ રે; લહીશ૦

× જ્યાં ચોપાઇ લખી હોય ત્યાં તુલસીદાસની ચોપાઇનો લય સમજવો.

સુદામા :

પદ. વેરાવળ.

શાન્ત રહો દેવિ ! શાન્ત હો, તમે આમ ન કરશો,
દૈવતહીન બની તમે, નેત્રે નીર ન ભરશો; શાન્ત૦
દુર્બલ આમ બની ગયે, શું સરશે કાર્ય ?
ફળ ભોગવતાં વહી જશે, પ્રારબ્ધ અનિવાર્ય; શાન્ત૦
સત્કર્મ આપણુ સેવીએ, તેનો પરિપાક થાશે,
તે સમયે જે ઇચ્છશો, તેહ સઘળું પમાશે; શાન્ત૦
દૈવ ન અનુકૂળ હોય તો, નિષ્ફળ યત્ન જ બનતો,
સામા પુરમાં જવા થકી, માત્ર શ્રમ જ નીપજતો; શાન્ત૦
પૂર્વ જન્મ પ્રભુભક્તિમાં, હશે ન્યૂનતા રાખી,
આજે લૌકિક વિભવમાં, પ્રભુએ ન્યૂનતા દાખી; શાન્ત૦
સહીશું અધિક જેમ કષ્ટ આ, તેમ નિર્મળ થાશું,
પ્રભુની અધિક અધિક કૃપા-પાત્ર તેમ ગણાશું; શાન્ત૦
કર્તુ અકર્તુ અન્યથા કર્તુ ઇશ્વર જાણે,
દાસ સુદામાસહ પ્રભુ, ભજીને મોજ માણો; શાન્ત૦

—દોહરા—

હજી પણ ઋષિને જોઇને, નિશ્ચલ નિશ્ચયમાંય,
ઋષિપત્નીકેરું હૃદય, સ્તબ્ધસરીખું થાય.
'દિવસ આટલા જેમ ગયા, તેમ જશે વળી દિન,'
મનવે મનને એવું પણ, માને ના મન ખિન્ન.
એક તરફથી જાણતી, ઋષિને અતિ સમર્થ,
પણ આશ્ચર્ય લહે, ન કશું-કરતા જોઇ સુતઅર્થ.[1]
બાલકપ્રતિના પ્રેમનો, વેગ હતો અનિવાર્ય,
તેથી પુન : પત્ની વદ્યાં, કરાવવાને કાર્ય:

---

૧ બાલકને માટે.

**સુદામાપત્ની :**

પદ [ સરવ સિરતાજ, એ લય. ]

માગું જોડી હાથ, ઓ મારા નાથ ! વિનતિ મુજ આજ, સ્વિકારોને
બાલકનો ઘાત, થશે જતાં રાત, એ રંકને કાજ, વિચારોને.
[ સોરઠા ]--ગમતું નથી જરાય, સાંભળવું એ જ્ઞાનને,
ઘરમાં લાગી લ્હાય, (ત્યાં ) શુણવાં ગમે શું ગાનને ?
જગે લઈ અવતાર, જાતે તો સુખ ના દીઠું,
બાલક આ લાચાર. અન્નસરીખું ન પામતાં;
એ કાષ્ઠસમાન, પડયાં છે અભાન, બિચારાંનાં જાન, ઉગારોને,
વિના ખાનપાન, થયાં મુખ મ્લાન, નજર જરી પ્રાણ ! પસારોને:—
રે રે છે ધિક્કાર ! નિષ્ઠુર મારી જાતને,
દૈવ કરે કાં વાર, કરતાં મારા ઘાતને.[1]
હું પડી નારી જાત, તેથી તે શું અધિક બને,
રડી રડી દિન રાત, અમુઝાઈ મનમાં મરું.
ન તાગું થનાર, સ્તુતિ આ લગાર, ઉરે પ્રાણાધાર ! ઉતારોને,
સુખદ સંસાર. સુખી પરિવાર, થવા કોઈ દ્વાર. પધારોને;--

—દોહરા—

સ્ત્રીનું ન્યાય્ય વચન લહી, વ્યામોહિત બની ઉર,
વિચારવા લાગ્યા હવે, શું કર્તવ્ય જરૂર.
આર્દ્ર હૃદય ઋષિનું થયું, શુણતાં ઉક્ત વચન,
પણ મન સ્વસ્થ કરી વદ્યા :

**સુદામા:** મુજથી થાય શું અન્ય ?
નવ જાણું ઉદ્યોગ કંઇ, કે ન શરીર બલવાન્,
( જેથી ) નિર્વાહાર્થે મેળવું, મહેનત કરી ધનધાન્ય.

---

૧ મોત.

નથી સાધન વ્યાપારનું, ( કે ) સેવકરૂપે કોઇ,—
નથી રાખે એવું મને, દિદાર મારા જોઇ.
નથી આવડતું રાંધતાં, જાણું ન સુન્દર ગાન,
જેથી રાંધી ( કે ) ગાઇને, પણ લાવું ધનધાન્ય.
નિર્ધન દુર્બલ જાણીને, માન ન દે યજમાન,
કરે ખુશામત તેમનાં, ત્યાં થાયે સન્માન.
આવી ચઢનોએ નથી, આપણ ગૃહ ધનવાન,
જે આવી સ્થિતિ જોઇને, આપે કંઇ ધન–ધાન્ય.
કદી યાચવા હું નથી, જતો કોઇ પણ સ્થાન,
કહો શી રીતે લાવું હું, બાલકમાટે ધાન્ય ?
મુજ અયાચકવ્રત કદી, મુજથી નહિ તોડાય,
હાથ પસારી મુજથી, કદાપિ નહિ મંગાય.
રંક આપણાં બાલમાં, મારો પણ છે પ્રેમ,
તેનું હિત કરવા કહો, મારે કરવું કેમ ?

**सुदामापत्नी :**

—છપ્પા—

હાથ જોડી કહું નાથ ! પ્રેમ બાલકપર સાચો—
હોય કદી તો કોઇ, દ્વારપર જઇને યાચો;
નથી યાચવા માંહિ, કાંઇ બ્રાહ્મણને ન્હાનમ,
પ્રાણ જવાની વેળ થતાં 'પણ[1]' જાયે જહાનમ.
કૃષ્ણે 'પણ' લીધું હતું, શસ્ત્ર ન ગ્રહેવું હાથમાં,
પણ તે 'પણ' મૂકયું હતું, ભીષ્મપિતાની સાથમાં.

**सुदामा :**

પણ એ તો શ્રીકૃષ્ણ, જેમણે ગિરિવર તોળ્યો,

---

૧ પ્રતિજ્ઞા.

પણ એ તો શ્રીકૃષ્ણ, જેમણે જલનિધિ ડોંળ્યો,
પણ એ તો શ્રીકૃષ્ણ, જેમણે પીધો દવાનલ,
ક્યાં એ પ્રભુ સમર્થ, અને ક્યાં રંક હું દુર્બલ;
ભીષ્મપિતાએ જે લીધું, 'પણ' તે સિદ્ધ કરાવવા-
ભક્તવત્સલ થઇને પ્રભુ-એ ગ્રહ્યું શસ્ત્ર ઉગામવા.[૧]

**सुदामापत्नी :**

તો તો સ્વામિનાથ! આપ પણ ઉેક ન દુર્બલ,
અદ્યાપિ છો રહ્યા, એક નિજ ટેકે નિશ્ચલ;
ઇશસંપત્તિયુક્ત, કૃષ્ણને આપ ગણો તો,
તપસંપત્તિયુક્ત, આપ તદ્વત્ મુજ મન તો;
દયાલુ શું બનશો નહિ, મારી વિનતિ સ્વિકારવા?
પુત્રવત્સલ થઇને તમે, જશો ન એટલું યાચવા?
'પણ' નહિ ચૂકો આપ, પરંતુ સ્વધર્મ ચુકશો,
ગૃહીરૂપ હજી આપ, કહો અમને ક્યાં મૂકશો?
ગૃહસ્થનો છે ધર્મ, પાળવાં નિજ આશ્રિતને,
જો નહિ તેહ સધાય, દોષ શિર સ્વધર્મરતને.[૨]
'પણ'ના પ્રાયશ્ચિત્તને, દાનવડે ધોજો તમે,
નિજનાં જો ન પળાય તો, વ્યર્થ રે'વું આ આશ્રમે.[૩]

**सुदामा :**

પદ. [ પરણીને પરવશ થઇ રહેવું, એ લય. ]

બ્રાહ્મણ થઇ ઘર ઘર ભટકાવું, અંતરમાં મુઝાવું,
વદન વીલું કરી ભીખ માગીએ, તોપણ હડધુત થાવું,
કરતાં છતાં આવું, આખર યાચક કહેવાવું.

---

૧ યુદ્ધપ્રસંગમાં ભીષ્મપ્રતિ ૨ પોતાના ધર્મને પાળવામાં પ્રીતિ-વાળાને. ૩ ગૃહસ્થાશ્રમમાં.

નીચો હાથ સદાય રાખવો, કદી ઢોંગી લેખાવું,
દીનપણે યાચીએ છતાં પણ, ના કહે ત્યાં ઝંખવાવું,
કરતાં છતાં આવું, આખર યાચક કહેવાવું.

**સુદામાપત્ની :**

'પ્રતિગ્રહ'[1] બ્રાહ્મણધર્મ ગણાયે, શાને સંકોચાવું,
દાન દીધાથી ઉલટું તેનું, શ્રેય અધિક સધાવું,
શીદ પછી શરમાવું, ઉલટું ઘટે હરખાવું.

**સુદામા :**

અન્ય ધર્મ ચૂકી બ્રાહ્મણના, 'પ્રતિગ્રહિતા' કહેવાતું,
દેવાનું ન મળે, ભિક્ષુકના, કર્મબંધને બંધાવું,
કરતાં છતાં આવું, આખર યાચક કહેવાવું.

**સુદામાપત્ની :**

આળસ છાંડી, નિદ્રા ત્યાગી, ઉઠી પ્રભાતે ન્હાવું.
પરહિત થાવા આશિષ દેતાં, નામ પ્રભુનું ગાવું,
શીદ પછી શરમાવું, ઉલટું ઘટે હરખાવું.

**સુદામા :**

મિથ્યા આશીર્વાદને બહાને, પરઘેર પ્રભાતે જાવું,
નિજ હિતનું ઠેકાણું ન ત્યાં, પરહિતને મિથ્યા ચહાવું,
કરતાં છતાં આવું, આખર યાચક કહેવાવું.

**સુદામાપત્ની :**

ગરીબકરી હાયવડે જેમ, દુઃખમાં પડે ફસાવું,
તદ્વત્ આશિષથી ભાવિમાં, ધાર્યું સુખ ગ્રહાવું,
શીદ પછી શરમાવું, ઉલટું ઘટે હરખાવું.

---

૧ કોઇનું દાન ગ્રહણ કરવું.

सुदामा :

આ જન્મે તો દરિદ્ર રહેતાં, મળતુંએ નથી ખાવું,
આ જન્મે ભિખ માગી ભાવિ-જન્મે એ જ કમાવું;
કરતાં છતાં આવું, આખર યાચક કહેવાવું.

सुदामापत्नी :

મોટાએ પણ યાચ્યાના, કહો તો દષ્ટાંત ગણાવું,
કૃષ્ણે યાચ્યાં કનકકુંડલો, વિશેષ તો શું જણાવું:
શીદ પછી શરમાવું, ઉલટું ઘટે હરખાવું.

सुदामा :

પણ તે અન્યાર્થે ને તોપણ, બ્રાહ્મણ પડ્યું ગણાવું,
પાંડવઅર્થે કૌરવપાસ, યાચતાં પડ્યું લજાવું;
કરવાથી આવું, પડ્યું યાચક કહેવાવું.

सुदामापत्नी :

નાથ! આપ તો સમર્થ તેને શી રીતે સમજાવું,
વિવાદ નથી કરતી પણ કહો તો, માર્ગ એક બતલાવું,
ઘરનું દુઃખ આવું, મુજથી નથી જોવાવું.

કપાય હીરાથી હીરો, (તેમ) યાચકપણું યાચ્યે કપાવું,
અધિક કહી હું શકું ન સ્વામિ! મસ્તક માત્ર નમાવું,
(એવું) કરો (જેથી) મુખ મલકાવું, ગૃહે કાંઇ ગૃહસ્થાઇ લાવું.

—કુંડલિઓ—

આ આદિ વચનો શુણી, ઋષિ ઉર કરે વિચારઃ
"ખરું ધર્મ સંકટ થયું, દિસે ન એકે પાર,

"દિસે ન એકે પાર, ગૃહીનો ધર્મ બગડશે,
"અરે ! આટલે વર્ષ શું મારે યાચવું પડશે ?"
જણાય તેને એમ, ઉભયના છે તે ઋણી,
ઋષિ ઉર કરે વિચાર, વચન આ આદિ શુણી.

—દોહરો—

ખરે, જગતમાં કઠિન છે, સાચો ગૃહસ્થધર્મ,
તેમાં ઉકેલવા પડે, વિવિધ કર્મના મર્મ.
પ્રતિકૂલ સ્ત્રીથી થવું, મને કર્યું ન કબૂલ,
તેથી પૂછ્યું પત્નીને, શું કરવું અનુકૂલ.

**सुदामापत्नी :**

પદ. [ વૈષ્ણવ પ્રાણથકી મને પ્યારા, એ લય. ]

આપને શ્રીકૃષ્ણસાથે છે નેડો,
કૃષ્ણ લાવશે કષ્ટનો નિવેડો; આપને૦
હજારદ્વારે જવાનો મિથ્યા, કરશો ન નાથ ! બખેડો,
એહ સમર્થના દ્વારે જઇને, આણો ઉપાધિનો છેડો; આપને૦
શ્રીકૃષ્ણપાસે જઇને યાચી, દુઃખ આ સર્વનાં ફેડો,
પૂર્ણ પુરુષોત્તમ અંતર્યામી એ, પાર ઉતારશે બેડો;—આપને૦

—મરાઠી સાખી—

વિપ્ર સુદામા શુણી આ વચનો, અંતરમાંહી વિચારેઃ
ચાલ, આટલું કહે છે તો વળી, જાઉં શ્રી કૃષ્ણદ્વારે,

**सुदामा :**

બહુ દહાડે મળશું, જુનું કાંઈ કહીશું–સાંભળશું.
પોતે તો છે પ્રકટ પ્રભુ જાણે સઉના રગ રગની,
ઉતારવી મારે તો મિથ્યા, પનોતી મારા પગની,
ચાલો તીર્થ થશે, પ્રભુશ્રી મળશે બહુ વર્ષે.

—દોહરો—

આમ વિચારીને પછી, સ્ત્રીને કીધું એમઃ
વૃથા ન ચિંતા સેવશો, કરશે પ્રભુ સહુ ક્ષેમ.

સુદામા :

જવું કૃષ્ણપાસેય તે, વૃત્તિને પ્રતિકૂલ,
પણ પ્રભુરૂપ લહી તેમને, ગણી લઉં છું અનુકૂલ.
તારી વૃત્તિ પ્રબલ થઇ, તો તે માર્ગ ગ્રહીશ,
પ્રભુઇચ્છા તો જાણજે, જરૂર પ્રભાતે જઇશ.

—ચોપાઈ—

સુદામાપત્ની :

સુશીલ પત્ની પ્રમોદ પામી, પતિને પ્રેમવડે શિર નામી,
કહ્યું: " અનુચિત કંઈ આવેશમાં, પ્રિયતમ ! કહ્યું તો કરજો ક્ષમા.
મારે અર્થ ન શ્રમ આપતી, જાણો છો મુજ મનની સ્થિતિ.
પછી તે સુઇ રહ્યાં દંપતી, સ્વસ્થ નિદ્રા કોને આવતી નથી.

—દોહરા—

પ્રભાતમાં પ્હો ફાટતાં, કુકડે કર્યો પુકાર,
ત્યાં તો ઋષિ સત્વર ઉઠ્યા, થાવાને તૈયાર.
નિત્યકર્મ પરવારતાં, ઋષિઉર ઉઠ્યું એમ:
" ખાલી હાથે તો પ્રભુનિકટ જવાય જ કેમ ?
" નૃપનિકટે ગુરુસમીપમાં, દેવમંદિરની માંય–
" ખાલી હાથે તો જતાં, અવશ્ય દૂષિત થવાય."
એમ વિચારી પત્નીને કહ્યું: " કાંઈ ઘરમાંય–
હોય, મને તે આપજો, ધરવા પ્રભુને પાય.
વળી પ્રભુનાં બાળકો, આવી બેસે પાસ,
તેને પણ કંઇ આપવું, એ છે નીતિ ખાસ."
ધન્ય ઋષિવર ! આપનો, પ્રભુપ્રતિ પ્રેમાવેશ,
ભેટની વસ્તુ સાંભરી, ભાથું ન સાંભર્યું લેશ.

પોતાનું ભૂલી પ્રથમ, પ્રભુનું સંભારાય,
તો પ્રભુની મગદૂર નથી, કે નવ પ્રસન્ન થાય.
પત્ની જઇ ખોળી વળ્યાં, સઘળું ઘરની માંહિ,
પણ ન જણાયું તેમને, દેવા સરખું કાંઇ.
જોડની પાડોશણ હતી, હલકી જાતની નાર,
તેને ત્યાંથી લાવવું, ધાર્યું કંઇક ઉધાર.
ગરજે જઇ તેને કહ્યું: 'છો કે મોટી બ્હેન !!
"પ્રવાસમાં 'એ'[1] જાય છે, ઘરમાં કાંઇ છે ન-
"ઉછીતું કાંઇ મુજને, આપો થોડું અનાજ,
"પાછું તમને દઇશ હું, આજે પડતાં સાંજ."
ગરજ પડે ત્યાં તુચ્છને, દેવો પડે સત્કાર,
એવી ગરજને તો, હજો, સહસ્રધા[2] ધિક્કાર.
તેણે તેને આપીયા, ઘરમાંથી તંદુલ,
ઋષિપત્ની લઇ આવી તે, થતી પ્રફુલ્લ પ્રફુલ્લ.
જાણે કણ તંદુલનો, હીરાનો કણ હોય,
બાંધ્યાં વસ્ત્રે માર્ગમાં, રખે એક પણ ખોય.
આમ તેમ શોધી વળી, ઘરમાં આઠે દિશ,
ચીરસમાં ગણી ચીંથરાં, બાધ્યાં પાંચ પચીસ.
ફાટયાં તુટયાં ચીંથરાં-થી બાંધી તંદુલ,
કહ્યું, પ્રભુને અર્પજો, પુષ્પપાંખડીતુલ્ય.
આ વિધિ તૈયારી કરી, પત્નીએ તત્કાલ,
જવા સમય ચોપાસ ત્યાં વીંટાઇ ઉભાં બાલ.
ચુસાઇ ગયલી કેરી કે, સુકું તુરીયું હોય,
કે ચીમળાયું ચીભડું, તેવાં દીસે સૌ કોય.
દીનસરીખાં તે હતાં, દુર્બલ ને કંગાલ,
પિતાપ્રતિ કર જોડીને, બોલ્યાં ઉર ધરી બહાલ:

---

૧ પતિ. ૨ હજારો પ્રકારથી.

बालको :

પદ.

પાછા વહાલા ઓ તાત ! વહેલા આવજો.
અમારે કાજે કાંઈ સાથ, લેતા લાવજો.
અમારા પ્રભુને પ્રણિપાત, કરતા આવજો.
લઈ આવજો અમકાજે, સારાં ખાવાનાં જે,
સારું સારું કંઇક લાવજો અમારી ખાકાજે,
દ્વારામતી જઇને આજે, વહેલા આવજો.
અમને ગમશે નહિ આંહિ, વહેલા આવજો.
સઉને કાજે કાંઇ કાંઇ, લેતા આવજો.

--દોહરા--

હૃદય ભરાયું ઋષિતણું, શુણી બાલનાં વેણ,
ચિત્ત દ્રવ્યું, નિરખી ઉભાં, નાનાં ભાઇ બહેન.
હૃદયે ચાંપ્યાં સર્વને, મૂકી મસ્તક હાથ,
અંતરથી ઋષિ રડી ઉઠ્યા, જોઇ બાલ અનાથ.
પત્નીએ ચન્દ્રક કર્યો, પછી ઋષિને ભાલ,[1]
કર જોડી ચરણે પડી, બોલી ઉર ધરી વહાલઃ

सुदामापत्नी :

પદ. [ કોમલ કાયા કયાં કરમાવો, એ લય. ]

શીઘ્ર મનોરથ સિદ્ધ કરીને, પધારજો પ્રભુ ! પાછા.

सुदामा :

કૃષ્ણ કરુણા સિદ્ધ કરો તુજ, આર્દ્ર હૃદયની વાચા,
એક આશરો વિશ્વંભરનો, ગ્રહેશો નવ આધાર અવરનો,
એ વિણુ સઘળા કાચા; શીઘ્ર૦

सुदामापत्नी :

નિશ્ચય જાણું પ્રભુ પુરશે, ઉરની ઇચ્છા મારી,
કરુણાદષ્ટિ પ્રભુ ફેંકશે, જે સંપદ દેનારી,

---

૧. કપાળ.

એક એ જ છે સમર્થ દાતા, આપણને દેશે સુખશાતા,
ભાવ હશે જો સાચા;—શીઘ્ર૦

सुदामा :

—દોહરા—

પછી પ્રસન્ન વદનવડે, ઇષ્ટ સ્મરી ઉરમાંય,
સુદામા દ્વારામતી–પ્રતિ સવેગે જાય.
સુભાગ્યવન્તી સુન્દરી, નિજ શિર લઇ જલકુંભ,
સામી મળી. ઋષિને થયા, શુકન અતિશય શુભ.
ચાસ પક્ષી ઉડતું દીઠું, વેદાધ્યયની બાલ,
જતાં જતાં સામાં મળ્યાં, ઋષિને નમ્યાં તત્કાલ.
દેતા આશિષ ઋષિ પળ્યા. પ્રસન્ન વદને પંથ,
સ્મરતાં સ્મરતાં પ્રેમથી, ઉર શ્રી રુક્મિણીકંથ.
અંતરમાં નૈસર્ગિકી પ્રસન્નતાની લહાય,
ઉર વિકલ્પ ઉઠતા ન જોઇ, ઋષિને શકુન મનાય.
માર્ગની બન્ને બાજુએ, વૃક્ષની હાર જણાય,
તેની મધ્યે થઇ ઘટા, જાય નીચે ઋષિરાય.
ડાળ હાલતાં તે હતાં, મધુર વાયુ ત્યાં વાય,
(જાણે) બન્ને બાજુથી ઋષિ–પર ચામર ઢોળાય.
હારની મધ્યે દૂરથી, ઉગતા સૂર્ય જણાય,
દર્શક હોયે માર્ગના, ઋષિના, તેમ લહાય.
ઋષિના પડતાં ચરણથી, પૃથ્વી બની રસાળ,
શીતલતાને દાખવી, લે ઋષિની સંભાળ.
મળવાનો શ્રીકૃષ્ણને, ઋષિના ઉર ઉલ્લાસ,
કૃષ્ણ કૃષ્ણ ઉચ્ચારતો, તેનો શ્વાસોચ્છવાસ.
શા માટે નીકળ્યા હતા, તે તો ગયું ભુલાઇ,
અને કૃષ્ણના સ્મરણમાં, એકાગ્રતા પમાઇ.
વૃત્તિ વિષયાકાર મટી, થઇ રહે ઇષ્ટાકાર,
ત્યારે નિશ્ચય જાણવું, ધાર્યું સિદ્ધ થનાર.

## —હરિગીત—

ઋષિનું શરીર હતું જર્જરું[1], અતિ શુષ્ક સઘળા અવયવો,
બહુ કેશ દાઢીપર ઉગ્યા, શિર મધ્યનું જાણે તવો.[2]
નેત્રે પડ્યા ઉંડા કુવા, પ્રભુ વિરહજલ જેમાં ઠર્યું,
કર્ણે પડે ન કુશબ્દ તેથી દ્વાર હતું વાળે ભર્યું!
આંતર તપનના તેજથી, ઋષિહૃદય તેજસ્વી હતું,
પણ શરીર, મુખ, દારિદ્રદુઃખથી, શુષ્ક દુર્બલ ભાસતું;
નેત્રોવિષે હતું આત્મતેજ અને હતી સાત્ત્વિકતા,
પણ દેહપુષ્ટિની શિથિલતાથી, શક્તિની ત્યાં ઊનતા.[3]
જેમ પાત્ર હોયે ઝાંખું તેમાં, દીપ ઝાંખો ભાસતો,
ઋષિકેરે આત્મા તો નિરન્તર, અધિક અધિક પ્રકાશતો;
પણ શરીર પોષકતત્ત્વથી જે રહિત નિત્ય જ રહ્યું હતું,
તેથી ન શારીરિક કંઇ ઐશ્વર્ય ઋષિપર દીપતું.
સૃષ્ટિતણા આરંભમાં દરિદ્રયની એક ગાંસડી,
બાંધી હતી વિધિએ[4] જગતમાં વ્હેંચવાકાજે રુડી:
દારિદ્રય તો વહેંચ્યું વિધિએ, વસ્ત્ર પણ ત્યાં પડી રહ્યું,
તેને સુદામાએ શરીરપર ઓઢવામાં વાપર્યું!
નિજ કંઠમાં ભાગ્યા તુટયા રુદ્રાક્ષનો કંઠો હતો,
દારિદ્રયકેરો ચાંદ જાણે છાતીઉપર લટકતો,
દારિદ્રયતરુને પોષતી કરમાં હતી જલતુંબડી,
સંપત્તિ આઘી હાંકનારી ધરી બિજે કરે લાકડી!
આવી સ્થિતિ હતી બાહ્ય. અંતર્ લેશ તદપિ ન સ્પર્શતી,
ઋષિકેરી આંતરવૃત્તિ તો કાંઇ અન્ય વસ્તુ જ ચિંતતી,
એ વસ્તુના ચિંતનવડે રહેતા હતા તે તૃપ્તિમાં,
તે સમય ભેદ ન ભાસતો, નિજમાં અને એક નૃપતિમાં.

---

૧ દુર્બલ, વૃદ્ધ જેવું, ૨ તાલ પડવાને લીધે. ૩ ઓછાપણું. ૪ બ્રહ્માએ.

—દોહરા—

યથાશક્તિયે ચાલતા, યથાસમય ઋષિરાય,
એક દિવસ રાત્રિ જતાં, અરુણોદય જ્યાં થાય–
ત્યાં તો દીઠું તેમણે, એક દિશાની માંહ્ય,
દિવ્ય તેજસરખું પૂરું,–આંખે જે ન ભળાય.
પૃથ્વીમાંથી નીકળ્યો, જાણે સુવર્ણદુર્ગ,[1]
આલિંગન દેતા દીઠા, તેને જાણે ભર્ગ.[2]
તેજથી તે સ્થળ ચમકતું, લાલ પીળું દેખાય,
કેસુડાંનો રંગ તે, સ્થળ જાણે રેલાય.
અથવા કસુંબલ ચુંદડી, પહેરી ઉભી હોય,
એવી સુન્દરી દ્વારિકા, આઘેથી ઋષિ જોય.
આછાં કેસરી રંગના, જલમાં સુવર્ણપદ્મ–
જાણે ઉગ્યાં હોય તેમ, કલશ દીઠા તે સદ્મ.[3]
એક શિખરસમ કલશ તો, ઉંચો દીઠો ગગન,
જાણે શિવજીનું દીસે, તૃતીય અરુણલોચન.[4]
દ્વારામતીને ભેટવા, આવે નીચે ગગન,
( કે ) દ્વારામતી ઉંચી જતી, સમજે ના ઋષિમન.
દ્વારામતીને નિરખતાં, દૂરથી કર્યાં દર્શન,
સુહૃદ્સ્નેહ[5] સ્મરતાં થયાં, સજલ ઋષિલોચન.
પૃથ્વી ફરતી સૂર્યની, આગળ પાછળ જેમ,
એ નગરીની સઉ દિશે, ફરે સુદર્શન તેમ.
માતનિકટ જેમ બાલિકા, નિર્ભય સુઈ રહી હોય,
વહેતી દ્વારામતીસમીપ, ગોમતીને ઋષિ જોય.
સંગમસ્થળ ઋષિએ જઈ–ને કરી લીધું સ્નાન,

---

૧. સોનાનો કિલ્લો, ૨. સૂર્ય. ૩. મન્દિર ઉપર. ૪ સહજ રક્ત નેત્ર. ૫ મિત્રનો પ્રેમ.

અંતરથી સ્નેહે સ્મર્યા, લક્ષ્મીપતિ ભગવાન્.
દ્વારિકાવિષે તેમણે, કીધો પછી પ્રવેશ,
અંતર ઉત્સાહી હતું, મળવાને હૃષીકેશ.
રંગાએલી છતમહિં, જાણું મલિન દેખાય,
દ્વારામતી નગરીવિષે, ઋષિ તેવા જ જણાય.

## —ઓખાહરણનો લય—

દ્વારામતીની સુન્દરતા શી કહેવી, જ્યાં રે' પ્રકટ શ્રીપતિ–લક્ષ્મીદેવી.
એક એક ભુવન દિવ્ય દીસે, ચઢે એકથી એક અતિશે.
જેનાં પ્રાંગણમાં[1] સ્વર્ણ જડીયું, દ્વાર વિધવિધ રત્નોથી મઢીયું.
કોઇએ મૌક્તિક[2] તોરણ કીધાં, કોઇએ નીલમનાં ટાંગી દીધાં.
કોઇ રહેતા હતા શ્વેત ભુવને, જાણે રચીયું સમુદ્રના ફીણે.
કોઇએ કીધાં સુખડકેરાં ભુવનો, કોઇનાં હસ્તિદંતકેરાં સદનો.[3]
કોઇએ મણિકેરાં કાંગરા મૂકયા, કોઇના રત્ને જડેલા ઝરૂખા.
હતા આશ્રમો ગુરૂઓના ભવ્ય, શીખે વિદ્યાર્થી વિદ્યા જ્યાં દિવ્ય.
જે જે જોઇએ તે અતિ મૂલ્યવાન્, આખું નગર જ સંપત્તિમાન્.
કન્યા રત્નને કોડી ગણતી, સ્વર્ણમુદ્રાવડે કુકા રમતી.
માર્ગે કાંકરા વીણવા જાય, રત્ન આવી ચઢે હાથમાંય.
પનઘટ પીત ચળકતો નિત્યે, સ્વર્ણવાસણ માંજ્યાને લીધે.
વસ્ત્રો ધોતી ત્યાંની અંગનાઓ[4], લઇને હાથમાં હીરાનો પાયો.
લોકો રત્નોમાં જાણે રહેતા, માત્ર ખાવામાં નહોતા લેતા.
જો કે ભસ્મ કરીને તો ખાતા, શરીરે રહેતા મદમાતા.
દ્વારિકાની પ્રજા કે'વી કહેવી, એ તો દ્વારિકાની પ્રજાજેવી.
અતિ ભવ્ય અને મનોહારી, ત્યાંના સઘળાં હતાં નરનારી.

---

૧. આંગણામાં. ૨ મોતીનાં. ૩ મકાનો. ૪ સ્ત્રિઓ.

પુરુષો તો બલિષ્ઠ દેખાવે, જોતાં વૃદ્ધાને યૌવન આવે.
નો'તા ક્લેશી કે દ્વેષી અધિક, હતા નીતિથી યુક્ત રસિક.
હતા સ્વધર્મને જાણનારા, હતા સ્વધર્મને પાળનારા.
હતા ઉદ્યોગી ને યત્નશીલ, હતાં તેમનાં ઉદાર દીલ.
બહુ પ્રસન્ન સર્વ જણાતાં, હસતાં, ગાતાં, આવતાં જાતાં.
રૈ'તા તત્પર ભક્તિમાંહિ, હતા અંતરથી ઉત્સાહી.
વસ્ત્ર ધારણ કરતા'તા ઉક્ત, સભ્યતા ને સૌંદર્યથી યુક્ત.
હતી લાવણ્યવંતી સન્નારી, નિજ પતિને સુખી કરનારી.
ગૃહસ્થાશ્રમ શોભાવનારી, કુલવંતી કુલ ઉદ્ધારનારી.
ગૃહ, ક્ષેત્ર, પુત્રાદિને સેવી, થઇ રહી તે સાચી ગૃહદેવી.
વ્યવહાર રુડી રીતે કરતી, પતિસહ ધર્મકાર્ય આચરતી.
કોઇ બોલવામાં હતી ટોળી, કોઇ તો હતી જરીક ડોળી.
કોઇને રૂપતણું અભિમાન, કોઇ ગાનતાને ગુલતાન.
કોઈ મંદ મંદ જરી હાસે, કોઇ ફરતી દીસે ઉલ્લાસે.
કોઇ બાલને શિક્ષણ દેતી, કોઇ ધર્મનું શિક્ષણ લેતી.
હતાં બાલબાલાઓ રૂપાળાં, ધર્મવિદ્યાના સંસ્કારવાળાં.
હતાં રમતમાં પણ તે તો પૂરાં, તનમનથી તે દેખાતાં શૂરાં.
ઝાઝો વ્યાપાર ઉદ્યોગ ચાલે, રંક ધનવંત સહુ સુખે મહાલે.
આવી દ્વારિકા નગરીની માંહી, ઋષિ જાય જોતા આંહિ ત્યાંહિ.
પ્રભુની લીલા નિરખતા હર્ષે, પણ (તેને) મોહવૃત્તિથી ન સ્પર્શે.
માર્ગપર જીર્ણ પાવડી ખખડે, રખે માર્ગ મારાથી બગડે,
એમ વિચારી સંકોચાતા, માર્ગમાંહી સુદામા જાતા.
પનીયારીયો કો ત્યાંથી જાતી, ઋષિ નિરખી હરખાતી–મુઝાતી.
'હશે આ તે શું જળચર પ્રાણી! છોડી આવ્યું શી રીતે પાણી?'
કોઇ કહે વિચારી વાત, આ તે કઇ પશુની જાત.
તેનું ઉત્તર દે એક નાર, બ્હેન! એ તું ન સમજે લગાર.
કચ્છ મચ્છ ને વારાહસાર, તેનો એકત્ર આ અવતાર.

કોઈ ઋષિને કહે ગોળ ગોળ, નથી આ રસ્તે પાંજરાપોળ!
એક કહે નથી તમને સમજ, યજ્ઞમાં હોમવાનો એ અજ[1]
આમ કંઈ કંઈ બોલીને હસતી, ઋષિપાસેથી જતી ધસમસતી.
બાલકો તો ઋષિને જોતાં, ત્યાંથી આઘાં જ ખસતાં નહોતાં.
સઉ બોલે સાથે થઇ રાજી : આ દાદાના દાદાના દાદાજી.
કોઇ પુરુષ જરી ઉખડેલા, જતાં જતાં માંહોમાંહ્ય બોલ્યા :
આવો નગરમાં છે નહિ જોટો, એણે આવી કીધો પાડ મોટો.
થશે નગર અધિક કીર્તિવાન્, આજે શોભી ઉઠ્યું આ સ્થાન.
કોઇ બે જણે કરતાં આહ્લાદ, પરસ્પરે ચલાવ્યો સંવાદ :
આને કોણે તે અહિંયા તેડાવ્યો, હશે કયાંથી એ ઉતરી આવ્યો.
હજી તમને ખબર શું નથી? એ તો આવ્યા ઉપરના લોકથી.
ત્યાંથી શી રીતે ઉતરી આવ્યા ? કોઇએ તપ કરીને શું તેડાવ્યા ?
હાલ દેખાતો તારો પુંછડીયો, તેનું પૂછડું ઝાલી ઉતરીયો.
કોઇએ હશે એમને સાધ્યા[2], તેથી આવ્યા છે મંત્રના બાંધ્યા.
પુણ્ય નેવે ટપકતાં જેનાં, આવ્યા ભાગ્ય ઉઘાડવા તેનાં.
ભાગ્યદ્વારની ભોંગળ ભાગી, એને આપશે વસ્તુ મોં'માગી.
જોવા એમને હોય જો રીઝ્યા, કરજો એમની જટને પૂજા.
ઝટ ફળશે આ દીનદયાળ, દેશે મોંનું માગ્યું તત્કાળ.
આમ બોલતાં મનુષ્યો કંઈ કંઈ, ઋષિઉર તેનું પણ હતું કંઈ નહિ.
મનથી એ તો હસતા ને હસતા, એને ઉર કોના દોષ ન વસતા.
બોલ્યા મનમાં: "હું ઠીક અહિં આવ્યો,આવું શુણવા મને લાગ આવ્યો.
" દીસે નગરના લોક રમુજી, મારા જેવા નથી કોઇ મૂજી."
અરે જગના અજ્ઞાની લોકો! કંઇક ઋષિના હૃદયને તો નિરખો.
અહો! જ્યાં નથી ક્ષોભ કે દ્વેષ, જેનામાં ક્રોધ જરી નથી શેષ.
જેની આંતર શાન્તિ ન ચળતી, જેની પ્રસન્નતા નથી ટળતી.
ન આવેશભભુકો જે ઉર, જેનું હૃદય પરમ ગંભીર.

---

૨ બકરો. ૨ ભૂતને સાધવામાં આવે છે તેમ.

જુએ જગને હરિનો વિલાસ, જેથી ના'વે કંટાળો કે ત્રાસ.
પ્રતિકૂલમાં અનુકૂલબુદ્ધિ, એવી જ્યાં રહી દૈવી સંપત્તિ.
સર્વ વિકારરહિત થવાતું, ત્યારે તો 'ઋષિ' કે'વાવાતું.
અરે ભારતવર્ષીય જીવ ! પામો આવું જીવનમાં ઋષિત્વ.
ઋષિ વિચારતા મનમાંય, માર્ગે જાતાં મનથી કંઇક ગાય :

**સુદામા :**

પદ. [ અહાહા, અતુલ શું બલ ઉભરાય, એ લય. ]

પ્રભુની અકલ કલા ન કળાય,
જગે જીવદૃષ્ટિથી તે શું દેખાય; પ્રભુની૦
પ્રભુની કળાનું પૂર ન કોથી, કદીએ ખાળ્યું ખળાય;—
એ પૂર વહેતું વહેતું સ્થળ ત્યાં, જળ કરી દે ક્ષણમાંય;—
મુજ નગરે નથી મહાલય, અહિં નથી, મુજ ઝુંપડીજેવું કાંય;—
એક સમુદ્રથી વિષ ને અમૃત, ઉભયની ઉત્પત્તિ થાય;—
એક વૃક્ષ જળથી પોષાયે, જવાસો તેથી શોષાય;—
એક જ ફળમાં ગલ મીઠો ને, બીજક કડવાં લહાય;—
એક જ દીપથી તેજ અને વળી કજ્જલ[1] ઉપજાવાય;—
એક ગુરુના બે વિદ્યાર્થી, પણ બહુ ભેદ ભળાય;—
કૃષ્ણ વિરાજતા મહાલયમાં ને સુદામો અહિં અથડાય;—
પણ અંતરથી સુદામો કૃષ્ણને, અનન્યરૂપે જણાય;—

—દોહરા—

સુદામા આવી રીતે, વિચારતા જ્યાં જાય,
ભવ્ય મન્દિરો આવીયાં, જ્યાં રહે કૃષ્ણની કાય.[2]
ચેતન મૂર્તિમાન્ થઇ, જાણે ઉભું હોય,
આકૃતિ ધરી સૌન્દર્ય ત્યાં, ઠર્યું જુએ સૌ કોય.
બાહ્ય દર્શને પ્રકટતો, ઉર અદ્ભુત પ્રતાપ,
પૂજ્યભાવ લાવે અકથ, એવાં દિવ્ય અમાપ—

---

૧ કાજળ. ૨ સ્વરૂપે સમસર્વત્ર વ્યાપક હતા.

કૃષ્ણમન્દિરો તે હતાં, ઉદ્યાનોની મધ્ય,
જેનીઁ અદ્ભુત ભવ્યતા, વાણીવડે અવદ્ય.[1]
સમુદ્રથી વીંટાઇ જેમ, આ ભૂ ચારે પાસ,
ત્યાં પુષ્પોની મ્હેંકતી, ચારે પાસ સુવાસ.
રક્ષકના રક્ષક પ્રભુ, તેવાને પણ દ્વાર-
શસ્ત્રધારી રક્ષક નિરખિ, સુદામા ક્ષણવાર-
જોઇ રહ્યા, મનમાં હસ્યા, પ્રભુની લીલા જોઇ-
રહ્યા સુદામા પ્રભુપ્રતિ, અંતરથી અતિ મોહી.
કૃષ્ણનું નિત્યવ્રત હતું, પ્રાતઃકાલની માંય,
બ્રાહ્મણની કરવી પૂજા, જે કોઈ આવે ત્યાંય.
દ્વારપાલ એ જાણીને, સુદામાને લેશ-
દ્વારે ન રોકયા બાગમાં, દીધો કરાવી પ્રવેશ.
મન્દિરકેરે દ્વાર જઇ, ઉભા સુદામા વિપ્ર,
સન્મુખ ત્યાં આવી વધો, વિવેકી અનુચર ક્ષિપ્ર[2]:

**અનુચર :**

—ગીતિ—

વિપ્રર્ષિ ! શા કામે, પધારવું આપનું થયું હમણાં,
આપતણા સેવકને, શ્રમ લઈ એટલું વદો કરી કરુણા.
શી ઇચ્છા છે મનની, અપાવું ભિક્ષા (જો) દો આજ્ઞા મુજને,
જો ધનને ઇચ્છો તો, દાનાધ્યક્ષપ્રતિ લઇ જઉં તમને.
વિશ્રાંતિ ઇચ્છો તો, નિવાસસ્થાન હું ઉઘડાવી આપું,
પદાર્થ જો કંઇ જોઇએ, મગાવી દઉં, ન પડે તમને ટાંપું.
વ્યાધિ હોય જો શરીરે, વૈદ્યની પાસે કહો તો લઇ જાઉં,
જો વસ્ત્રાલંકારો, ઇચ્છો તે તત્ક્ષણ હું મંગાવું.
એ વિણ પણ જે આજ્ઞા, હોય તેહ કહો ઋષિ ! કરુણાભાવે,
થાશે કૃતાર્થ સેવક, આપતણી સેવામાં જો આવે.

---

૧ કહી શકાય નહિ એવી. ૨ જલદી.

—દોહરો—

સત્સંસ્કારી હૃદય થતું, સેવ્યે ઉત્તમસંગ,
એ અહિં જોઇ ઋષિવર થયું : સમાગમ ! તને રંગ !

સુદામા :

પ્રસન્ન અધિક થયો હું, શ્રવણ કરીને તમ વિવેકવચનો,
મારે કંઇ નવ જોઇએ, એક અર્થ મુજ સિદ્ધ કરો મનનો.
હે સદ્વિવેકી બન્ધુ ! આવ્યો છું પ્રભુદર્શનના કામે,
કૃષ્ણ પ્રભુને કહેશો ? આવ્યો સ્નેહી સુદામા નામે.

--દોહરો.--

ભીતરની પણ ભીતરે, અન્તઃપુરની માંહ્ય,
પટ્ટરાણીઓસહ હતા, વિરાજતા યદુરાય.

-છપ્પા-

પટ્ટરાણીઓ હતી, પ્રભુની અતિશય સુન્દર,
ચન્દ્રસમાં મૃદુ અને રસિક મુખ જેનાં મનહર;
લલાટ જાણે હોય, રજતરસભર્યું[1] સરોવર,
નીલોત્પલસમ નયન, ઉગ્યાં બે તેનાં તટપર:
ઘેરા કેસરી વર્ણના, અધર[2] અલૌકિક અતિ હતા,
કેસરપૂજિત કૃષ્ણનાં, ચરણ વંદને ચૂમતાં.
ચાંદીના પાત્રમાં, હોય જેમ ઘોળ્યો કસુંબો,
તેવા હતા કપોલ,[3] જેનો રસ કૃષ્ણે ચુંબ્યો;
[4]કદલીસ્તંભસમ બાહુ, હસ્ત તો પત્રસમાણાં,
(એ) કદલીમંડપમાંહિ, કદી રહે કૃષ્ણ શમાણા;
પટમાંથી પણ ધવલગિરિ, કૃષ્ણહૃદય આકર્ષતા,
ગોવર્દ્ધનગિરિધારિ પણ, તેહ ઉંચકતાં થાકતા.
પીત વસ્ત્રથી કોઈ, શોભતી સુન્દર નારી,
સૂર્યલોકથી હોય ઉતરી, કો સૂર્યકુમારી;

---

૧ ચાંદીના રસથી ભરેલું, ૨ હોઠ. ૩ ગાલ. ૪ કેળ.

(કોઇએ) નીલ વસ્ત્રની ઉપર, ધર્યા નીલમશૃંગારો,
શરદ્‌ઋતુની સૃષ્ટિ, આવી લઇને જન્મારો.
મન્દ મન્દ કોઇ હાસતી, મધુર મધુર કોઇ બોલતી,
રૂમઝુમ ચાલતી ડોલતી, મદભરી કટિને ધોળતી.

—દોહરા—

શોભે ઉજ્જવલ ભાલમાં, કસ્તુરી ટીલડી કૃષ્ણ[1],
ચન્દ્રમુખીની મધ્યમાં, તેમ શોભે શ્રીકૃષ્ણ.
તારાથી આકાશ—આકાશથી તારા જેમ,
શોભે, કૃષ્ણથી રાણીઓ, કૃષ્ણ રાણીથી તેમ.
મયૂરીઓ મદમત્ત થતી, શ્યામ ઘન લહી જેમ,
પ્રફુલ્લ રે'તી રાણી જોઇ, ઘનશ્યામને તેમ.
શ્રીસેવકદ્વારા પછી, સેવક કહાવે કેણ,
(તે) આવી કૃષ્ણપ્રતિ વદી, સવિનય આવું વેણ:

सेविका :

—મંદાક્રાંતા—

આવ્યો દ્વારે મલિનસરખો, માર્ગથી કો પ્રવાસી,
ઉડ્યા જેના મુખઉપરથી, હોસ—છાઇ ઉદાસી;
દારિદ્રયેથી ભરપુર દિસે, વેશ કંગાલ ભાસે,
તોએ જાણે ઉરથી નહિ એ, વેશથી લેશ ત્રાસે.
તેની પાસે કશું પણ નથી, યાચતો છે ન તોએ,
દીસે દેતો હરઘડી હરિ—નું રૂડું નામ મોં'એ;
ઢીલું વીલું મુખ તદપિ તે હર્ષ પામે મનસ્વી,
નાસા, નેત્રો, કંઈક ગળતાં, તોય દીસે તપસ્વી.
'આવ્યો છું હું પ્રભુચરણના દર્શનાર્થે'—કહે છે,
'મારે એ તો પ્રભુ—પણ મને મિત્રરૂપે લહે છે.'
જેની ચોંટે જરી પણ નહિ, પ્રીત બીજે કશામાં,
આવી દ્વારે સ્થિર થઇ ઉભો, વિપ્ર નામે **સુદામા.**

---

1 કાળી.

– દોહરો –

સાંભળતાં આ શબ્દ તો, ભરી સવેગે ફાળ,
શ્વાસભર્યા કહે કૃષ્ણ કે, 'હેં ? ક્યાં છે?' તત્કાળ.

कृष्ण :

– મરાઠી સાખી –

હેં ! શું મારો મિત્ર સુદામો, આવ્યો મળવા કાજે ?
અહોભાગ્ય મારાં હું માનું, ધન્ય દિવસ છે આજે,
ક્યાં છે ક્યાં છે એ, કોઈ જલદી બતાવો તે.
અરે દાસિ ! તું શીઘ્ર લઈ જા, મને સુદામાપાસે,
હર્ષથી ઘેલો થયો અતિશે, માર્ગ મને ના ભાસે,
ઝટ કર, ઝટ કર તું, મુજ મન ધૈર્ય નથી ધરતું.
રાજ્યવિભવ આ નથી, ખરેખર, કેદખાનું છે આ તો,
મારા સ્નેહી સુદામાને, પણ જ્યાં વિલંબ થાતો—
આવતાં મારી કને, ધિક્ ધિક્ ધિક્ આ વૈભવને.
અરે સ્ત્રિયો ! ઝટપટ સઉ કરજો, પૂજનની તૈયારી,
વિપ્રનું પૂજન કરી, આજ કરું, સાર્થક કાયા મારી,
એમ કહેતા કહેતા, કૃષ્ણ ગયા ધાતા ધાત'.

—દોહરા—

દાસીને કૃષ્ણે દીધા, નિજ કંઠથી શૃંગાર,
ઓઢ્યું વસ્ત્ર દઇ દીધું, હર્ષિત થઈ અપાર.
એક પછી બીજું–ત્રીજું, વટાવતાં એમ સ્થાન,
ત્વરાથી ચાલે આ વિધિ, વિચારતા ભગવાન્:

कृष्ण :

પદ ( વહારે ચઢ નટવર મારી, એ લય. )

ઝટપટ ઝટપટ હું જાઉં, મુજ ગુરુબન્ધુ લઇ આવું.
પધરાવું, ગૃહને પાવન કરાવું;
જેથી ન અધિક કાંઇ, મારે ત્રિભુવનમાંહિ... ઝટપટ૦
ગુરુબન્ધુસમ સ્નેહી વિશ્વમાં, કદી ન ક્યાંથી પમાવો,

અંતરના અંતરનો સાથી,
ઉન્નતિ દે, હૃદ્ધૃતિ દે,[1] સન્મતિ દે, સદ્ગતિ દે... ઝટપટ૦
ગુરુબન્ધુ ગુરુપ્રતિ પણ અખંડ ગુરુભાવના દઢાવે,
ગુરુબન્ધુનો નિન્દક જગમાં,
ગુરુદ્રોહી, ધિક્ હોય, ભવ ખોઇ, રહે રોઇ... ઝટપટ૦
જીવજીવનમાં પ્રભુજીવન જગવે સાચો ગુરુબન્ધુ,
વ્યવહારે પરમાર્થે સહાયક,
મુજ રૂપ તે, ચિદ્રૂપ તે, સદ્રૂપ તે, ભવભૂપ તે... ઝટપટ૦
ગુરુબન્ધુનાં દર્શન કરીને, આજ હું પવિત્ર થઉં,
ગુરુકરુણાભાગી ગુરુબન્ધુ,
ઉન્નત તે, ગુરુવત્ તે, અંગત તે, ભગવત્ તે: ઝટપટ૦

—દોહરા—

આવી રીતે વિચારતા, ધસમસ ધસમસ ધાય,
દ્વારસમીપે આવતાં, હર્ષથી ઉર ઉભરાય.
એક બીજાને નિરખતાં, પૂછી જવાયા પ્રશ્ન :
'કોણ સુદામા!' અન્યથી,—'શું મારા પ્રભુ કૃષ્ણ!'
શબ્દ ન તો પૂરા થયા, ભેટી પડયા ત્યાં એક,
કો કોને છોડે નહિ, એક બન્યા ત્યાં બેઉ.
જૂના ખખ કોઇ વૃક્ષમાં, બેઠો હોયે કીર.[2]
ઋષિબાથમાં તેમ દિસે, સુન્દર કૃષ્ણશરીર.
બંને નિજ સ્થિતિ ભૂલીયા, અતૃષ્ણ ને સતૃષ્ણ,
વાહ નવયૌવન[3] વિપ્ર ને, વાહ નવયૌવન[4] કૃષ્ણ!
કૃષ્ણતણાં હર્ષાશ્રુઓ, ઋષિપૃષ્ઠે રેલાય,
ઋષિનાં હર્ષાશ્રુવડે, કૃષ્ણપૃષ્ઠ બહુ ન્હાય.
મળી પરસ્પર અશ્રુઓ, એક બીજાનાં લ્હોય,
એક બીજાની દૃષ્ટિમાં, પોતાની છબી જોય.
જાણે કૃષ્ણની દૃષ્ટિમાં, રમે સુદામા નિત્ય,
થતા સુદામાદૃષ્ટિમાં, રમતા કૃષ્ણ પ્રતીત.

---

૧ અંતરમાં હિંમત. ૨ પોપટ. ૩. યૌવનવિનાના. ૪. અખંડ નવીન યૌવનવાળા.

—શાર્દૂલવિક્રીડિત—

તે કાળે ઋષિએ હર્યું હરિતણું, હૈયું ત્યજીને બીજું,
પોતે તો કંઇ કાળથી હરિપદે, સર્વસ્વ અર્પ્યું હતું;
આથી એ ઋષિપાસથી, શું ગ્રહવું, તત્કાળ સૂઝયું નહિ,
કૃષ્ણે કેવલ તેથી એ ઋષિતણા, હસ્તેથી તુંબી ગ્રહી.

—દોહરા—

મુખથી પ્રભુએ 'મિત્ર' કહી, દર્શાવ્યું સખ્યત્વ,
પણ કૃતિમાં તો આચર્યું, તુંબી ગ્રહી દાસત્વ.
ઋષિએ હરિને રાખીયા, હૃદયાભ્યન્તરમાંહ્ય,
કેવલ અન્તઃપુરસુધી, ઋષિને હરિથી લવાય.
કૃષ્ણ ગયા ઋષિકર ગ્રહી, અન્તઃપુરમોઝાર,
દીસે જાણે વૃદ્ધશું, પરણી નાની નાર !!
અતિ રમ્ય આસનવિષે, બેઠેલા ઋષિરાય,
અન્યની નહિ પણ કૃષ્ણની, નજરે પૂજ્ય જણાય.
પછી કૃષ્ણે બહુ પ્રેમથી, બેસી નીચે આસન,
વિનાદક્ષિણા, સર્વ વિધિ–થી કીધું પૂજન.
કૃષ્ણની લીલા જોઇ ઋષિ, હાં હાં કહેતા જાય,
કરાવતાં પૂજન છતાં, ઉરથી સંકોચાય,
પછી રુડાં ભોજનવડે, ઋષિને કીધા તૃપ્ત,
મધ્યે માખી ઉરાડવા, હલાવતા પ્રભુ હસ્ત.
તાંબુલ આદિ આપીને, પછી નિવૃત્તિસાથ,
પ્રભુ સુદામાને પ્રીતે, પૂછવા લાગ્યા વાતઃ

કૃષ્ણ :

પદ [ માળીવિનાની ઠાલી૦ એ લય. ]

ઓ બાલસ્નેહી મારા ! મુજ પ્રાણથી પણ પ્યારા,
આંખોતણા જો તારા, ગુરુબન્ધુ પૂજ્ય અમારા.

આજસુધી અહિં કેમ ન આવ્યા ?
સમાચાર પણ કાં નહિ કહાવ્યા ?
ભાભી ના'વ્યાં,—કે ન લાવ્યા ?
સહુ ઘેર છે ને સારાં ? સુપ્રસન્ન બાલ તમારાં ? ઓ૦
દોષ થયો શો એવો ભારી,
અદ્યાપિ મુજને સંભારી,
લીધી ન મારી, ખબર પધારી,
અમ રંકને શું વિસાર્યા ? ઓ દોષ નવ જોનારા ! ઓ૦
દિસો આપ બહુ તપ આદરતા,
વ્રત ઉપવાસાદિ આચરતા,
તીર્થ કરતા, ફરતા, ફરતા,
અહિં તીર્થ ધારી પધાર્યા, અમો તેથી રાજી થનારા; ઓ૦
થઇ રહ્યા છો આપ તો યોગી,
હું તો છું આ વિષયનો ભોગી,
તપવિયોગી, જીંદગી મોંઘી,—
ગાળું; કરી કર્મ નઠારાં, છો આપ ઉગારનારા; ઓ૦
રાજસ તામસ ક્રિયા કરીને,
વિષયકીચે પડીયે ફરી ફરીને,-
જન્મ ધરીને, પાછું ફરીને,
જોઈ, ન પ્રભુ સંભાર્યા, અંતે અમે રોનારા; ઓ૦
આપની પાસે યાચું એ હું,
આપ સ્મરણમાં રમી રહું હું,
વિપથ જઉં હું, વિમુખ થઉં હું,
પણ આપ કરુણાધારા, રેડી દીયો ફલ સારાં; ઓ૦

—સોરઠો—

ઋષિપદને છે ધન્ય, પ્રભુ પણ અધીન જ્યાં બને,
સાધવું તો નહિ અન્ય, પણ ઋષિત્વને સાધવું.

—ચોપાઈ—

પ્રભુનાં આવાં વચન શુણી સામા, મનમાં સંકોચાતા સુદામા.
માગવાનું પ્રભુ નથી કાંઇ કહેતા, ઉલટું પ્રભુ તો માગી લેતા.
આથી ઉલટું સુદામા મુઝાતા, મનમાં તો આ રીતે ગાતા :

**સુદામા :**

—મરાઠી સાખી—

પ્રભુ તો જાણે અહિં આવીયો, કરવા તીર્થ સુદામો,
પાછો જાશે નાંખી અંહિ એકાદ દિવસનો ધામો,
પૂછે ન ' કેમ ઢીલા' ? પ્રભુ ! ધન્ય ધન્ય લીલા.
માગું કે હાવે ન માગું વૃત્તિ કરી લાજવિહોણી ?
છાશ લેવી છે તો પછી શાને સંતાડવી જ દહોણી ?
રે ! કેમ કહ્યું જશે ? આખર યાચવું જ પડશે ?
કંઇક કળા કરી કહેવી જોઇએ, દશા હું નિર્ધનકેરી.
માગ્યાવિણુ માએ નવ પીરસે, કાં તો અનીશ હું વેરી;
ધરી શિર ખાંડણીએ, શીદ પછી મુઝાવું મારણીએ.

—ચોપાઈ—

હસ્ત જોડી બેસી પ્રભુસામા, વિવેકથી આ વદ્યા સુદામા :

**સુદામા :**

—હરિગીત—

મહારાજ ! આ શું વદો, ઘટે ના, વચન આ પ્રભુઆસ્યમાં,[1]
તેમ ના ઘટે હું રંકસરખાને કહેવું હાસ્યમાં;
છો પૂર્ણથી પણ પૂર્ણ વૈભવમાત્રકેરા કેન્દ્ર[2] છો,
આ વિશ્વવિભૂતિ આપની, એ સર્વસ્વામિ ઉપેન્દ્ર[3] છો.

—શાર્દૂલ—

હું છું રંક ગરીબ દુર્બલ અને છો આપ મારા ધણી,
નાનોએ નથી મારી પાસ ભગવન્ ! વૈડૂર્યજેવો મણિ;

---

૧ પ્રભુના મુખમાં. ૨ Centre મધ્યબિન્દુ. ૩ વિષ્ણુ.

**कृष्ण :** એથીએ અતિ મૂલ્યવાન્ કિમતી, જોડી નથી જેતણી,
છે વૈદૂર્ય વિવેકનો તમઉરે, ત્યાં કોણ ચિંતામણિ?
**सुदामा :** માલા છે નહિ કંઠમાં મુજતણા, આ વૈજયંતીસમી,
**कृष्ण :** ધારો દિવ્ય વિરાગમાલ હૃદયે, તેને પછી શી કમી?
**सुदामा :** છે ના કૌસ્તુભજેવું રત્ન મુજને, તુલ્યે ન હું આપની,
**कृष्ण :** છે-છે ચિત્તપ્રસાદરત્ન તમને, તેથી (છો) ધનીના ધની.

## —શિખરિણી—

**सुदामा :** પ્રભો! મારી પાસે, કનકતણું પ્યાલું પણ નથી,
અરે! તેથી હાથે, વિચરું અહી તુંબિ જલવતી;
**कृष्ण :** પરંતુ છે પ્યાલું, હૃદય—ઝીલતું તત્ત્વજલને,
ગ્રહિ તુંબી તેથી, ભવજલતણા તારક તમે.
**सुदामा :** ન મારે ઠેકાણું, ઘરતણું, નથી ક્ષેત્ર સીમમાં,
**कृष्ण :** તમારે તેથી શું, તમતણું જ છે વિશ્વ ઘર જ્યાં;
**सुदामा :** નહિ પામું ખાવા, કદિક પ્રભુ! હું ગ્રાસસરખો,
**कृष्ण :** રહી જ્ઞાનાહારી, ઋષિવર! તમે નિત્ય હરખો.
**सुदामा :** કદી તો પીવાને, જલ શીતલ કે સ્વચ્છ ન મળે,
**कृष्ण :** જીવો જાણું ભ્રૂથી[1], અમૃતજલ પી યૌગિક બળે;
**सुदामा :** મને લાગે લૂખો, લહું રસમય હું સંસાર ન કશો.
**कृष्ण :** હું અજ્ઞાનીને તો, વદી ભ્રમજનક એવું ન ઠગશો.

## —છપ્પો—

**कृष्ण :** આપ જ પ્રેમસ્વરૂપ, આપ રસરૂપ જ જાતે,
સચ્ચિદ્આનંદરૂપ, આપ જ્ઞાતા સઉ વાતે,

---

1 ત્રિકૂટિમાંથી

હે મુજ પૂજ્ય સુમિત્ર! આપ છો નિરભિમાની,
મુઝવે એવી આપ, વદો અતિ અટપટી વાણી;
આપ સ્વરૂપસામર્થ્ય હું, આપ કૃપાથી જાણતો,
વદો બિજું, આવું શુણ્યે, પાપભાગી હું તો થતો.

—ચોપાઇ—

ઋષિવર કહ્યા વિચારઉછાળાઃ "ના દેવાના આ સહુ ચાળા.
" શીદ આવ્યો સ્ત્રીનું માનીને, સ્ત્રીની મતિ છેડે પાનીને.
" પ્રાણ જશે તો દઇશ હું જાવા, કૃષ્ણકને યાચું ન હું હાવાં,
" મારી વાતપ્રતિ લક્ષ ન દેતા, ઉલટો ભાવ ઉલટાવી લેતા.
" નિર્ધનીયાંનું દુઃખ કો નાણે, ધનીયાં તો કેવલ હસી જાણે.
" કૃષ્ણ તો જાણે વાત દે ઠેલી, મારી તો ભાગતી આશલ્હવેલી."
એમ વિચારી કૃષ્ણપ્રતિ જ્યાં-જોયું કૃષ્ણનયન ત્યાં જોયાં,—
સસ્મિત પ્રેમલ અને રસિલાં; જોતાં સુદામા બિજું બધું ભૂલ્યા.
ત્રિલોકમોહન દૃષ્ટિ દીઠી, ઋષિવર ભક્તિ ઉછળી ઉઠી.
અપૂર્વ પ્રેમથી તે અનુરાગ્યા, કૃષ્ણવચન વળી શુણવા લાગ્યા :

**કૃષ્ણ :**

**પદ** (વેદ્દલી વનમાં૦ એ લય)

ઋષિવર! શું કાંઇ સાંભરે, નાનપણની વાત?
**સુદામા** : ગુરુઆશ્રમમાં આપણ રહ્યા, નિત્ય આવે એ યાદ: ઋષિ૦
**કૃ૦** : સાંદીપનિ ગુરુદેવ તો, વિદ્યા શિખવે અનેક,
**સુ૦** : હા પ્રભુ, આપ તો શીખતા. વિદ્યા, નિત્યની એક;
**કૃ૦** : સાંભરે? **સુ૦** : હા, પ્રભુ! સાંભરે.
**કૃ૦** : પટ્ટ વિદ્યાર્થી તમે હતા, હું તો સઉથી કનિષ્ટ,
**સુ૦** : અભ્યાસે પટ્ટ તમે હતા, હું તો સઉથી નિકૃષ્ટ,
**સુ૦** : સાંભરે? **કૃ૦** : એ તો ન સાંભરે.

કૃ૦ : ગુરુપત્નીએ આજ્ઞા કરી, કાષ્ટ લાવવા કાજ,
સુ૦ : સ્કંધે કુહાડા ધરી ગયા, પડી વનમાં સાંજ,
કૃ૦ : સાંભરે ? સુ૦ : હા પ્રભુ ! સાંભરે.
કૃ૦ : વિણઋતુએ વૃષ્ટિ થઇ, પડયું અતિશય નીર,
સુ૦ : વાયુથી કંપી ઉઠયું બધું, હતા આપ ત્યાં સ્થિર,
સુ૦ : સાંભરે ? કૃ૦ : કંઇ કંઇ સાંભરે.
કૃ૦ : કંઇક સમયપછી આવીયા, ગુરુ કરતા શોધ,
સુ૦ : આપના દિવ્ય સામર્થ્યને. થયો ગુરુને, ત્યાં બોધ,
સુ૦ : સાંભરે ? કૃ૦ : ના, એ ન સાંભરે.
કૃ૦ : ગુરુસામર્થ્યવડે પછી, બધું ગયું વિખરાઇ,
સુ૦ : ગુરુસહ બલરામ આપ હું, આવ્યા આશ્રમમાંહિ;
કૃ૦ : સાંભરે ? સુ૦ : હા, પ્રભુ ! સાંભરે.
કૃ૦ : ગુરુએ કહ્યું : 'દેહથી થતા, સિદ્ધ સઉ પુરુષાર્થ,
સુ૦ : ગુરુને તે અર્પવા પ્રેમથી. વિણ રાખ્યે સ્વાર્થ;
કૃ૦ સાંભરે ? સુ૦ હા, પ્રભુ ! સાંભરે.
કૃ૦ : "દેહ તમે અપ્રિય ગણ્યો, પુત્રો ! મારે કાજ,
સુ૦ : "શિષ્યે એવું કરવું ઘટે. ખરી ભક્તિ તે આ જ"
કૃ૦ : સાંભરે ? સુ૦ : હા પ્રભુ ! સાંભરે.
કૃ૦ : પછી.ગુરુજી આશિષ વદ્યા: "સાધ્યો તમે સ્વધર્મ,
સુ૦ : સુસિદ્ધ તમને હો સદા, વિદ્યામાત્રના મર્મ"
કૃ૦ : સાંભરે ? સુ૦ હા, પ્રભુ ! સાંભરે.
કૃ૦ : ધન્ય ખરે જગે તેહ જે, ગુરુકરુણાપાત્ર,
સુ : શિષ્ય થયા એ તો આપની, જગમાં લીલામાત્ર;
આપ ગુરુના ગુરુ ખરે.

—દોહરો—

સ્મરતાં ગુરુકરુણા થયાં, સજલ ઉભયનાં નેણ,
ભક્તિના આવેશમાં, વદ્યા સુદામા વેણ :

**સુદામા :**

પદ [નાથ કૈસે ગજકો બંધ૦ એ લય]

ગુરુકેરું અદ્‌ભુત બલ શું વખાણું,
ભજ્યા જેણે તેણે તે જ જાણ્યું; ગુરુ૦
સાજું કરી દે છે ગુરુકરુણા, હોય નસીબ જો કાણું,
પ્રચંડ સૂર્ય ઉગાડે તે સ્થળ જ્યાં-ઘોર તિમિર છવાણું; ગુરુ૦
દ્રૌપદીને એક ચીરતણું પણ જ્યાં ન રહ્યું ઠેકાણું,
તે સ્થળ આપે જ કરુણા આણી, પૂર્યાં નવસેં ને નવાણું ગુરુ૦
યોગી જ્ઞાની પણ કંઈ આથડયા, અંતિમ પદ ન પમાણું,
પાપીતણું વહાણુ પાર ઉતરતું, જો સદ્‌ગુરુએ તાણ્યું; ગુરુ૦
ધિક્ ધિક્ જન તે, ગુરુકરુણાનું, સુખ જેણે નવ માણ્યું,
કૃષ્ણકરુણાઉપર જમાવ્યું, દાસ સુદામે તો થાણું; ગુરુ૦

—દોહરા—

'ધન્ય ધન્ય' મનમાં કહ્યું, કૃષ્ણે ધરી ઉલ્લાસ,
'ત્રિલોકમાં પણ તુજ સમો, નથી કોઈ મુજ દાસ.'
પછી સુદામાને કહ્યું : 'હશો શ્રમિત બહુ આજ,
'કરું વ્યવસ્થા હું હવે, તમને સુવા કાજ".
પછી રાજ્ઞીઓને કહ્યું : 'તમે સર્વ મળી હાલ,
સેવા કરો ઋષિતણી, હું આવું તત્કાલ.'
એમ કહીને પ્રભુ ગયા, અન્ય ખંડની માંય,
હૃદય ભરાયું પ્રભુતણું, બેસી શકયા ન ત્યાંય.
ઋષિસમીપ આવી સ્ત્રિઓ, થૈ કૃષ્ણાજ્ઞાધીન,
પણ તે સહુના ઉરતણી, હતી વૃત્તિઓ ભિન્ન.
વક્રદષ્ટિથી કોઇ તો, જરી જરી હસતી જાય,
ઋષિ 'ના ના' કહેતા છતાં, ચાંપે ઋષિના પાય.
હતી યૌવના તે સ્રિયો, હતો રમુજી સ્વભાવ,
કોથી ના રહેવાયું તે, વદી રાખી સ્મિતભાવ.

ક્ષણે ક્ષણે ઋષિ ના' કહે, શુણે કોણ પણ દાદ,
ઉભયવિષે ચાલ્યો પછી, કંઇ રમણીય સંવાદ :

—હરિગીત—

**સ્ત્રીઃ** સુન્દર અને બહુ રમ્ય સ્વર્ણભવન ઋષિ ! આપનું હશે,
**સુઃ** ઉંદરવડે પણ ગમ્ય[1] પર્ણભવન[2] ખરે મારુંય છે;
**સ્ત્રીઃ** થતું[3] સ્નાન શું પંચામૃતે? સુ૦—કદી પંચગવ્યે[4] થાય છે,
**સ્ત્રીઃ** સ્નાનગૃહો તો બહુ હશે ? સુ૦—શ્વાનગૃહો તો ઘણાંય છે.
**સ્ત્રીઃ** કંઇ ચિત્ર-વૈચિત્ર્યે ભર્યાં શું વસ્ત્ર ઘરની માંહ્ય છે ?
**સુઃ** આ છિદ્ર—દારિદ્રયે ભર્યા વસ્ત્રે અનેક શમાય છે.[5]
**સ્ત્રીઃ** કંઈ દિવ્ય અંબર[6] ધારતા અતિ કુલિન બાલક તમ હશે ?
**સુઃ** હા જી, દિગંબર ધારતાં અતિ મલિન બાલક મુજ હશે.
**સ્ત્રીઃ** અમૃતસમાં સ્વાદિષ્ઠ તે મિષ્ટાન્નઆહારી હશે ?
**સુઃ** હા, મૃતસમાં ઉચ્છિષ્ટ ને ભ્રષ્ટાન્નઆહારી જ તે.
**સ્ત્રીઃ** વળી તે ઉપર કંઈ સુવાસિત મુખવાસનાં ભોગી હશે ?
**સુઃ** હા, મુખવિકાસિત બાલકો ઉપવાસનાં પણ શોખી છે.

—દોહરા—

વિનોદઅર્થે તેમણે,[7] કર્યો હતો આરંભ,
પણ ઋષિનાં વચનો શુણી, મનમાં લહ્યો પ્રકંપ.
બાલકની સ્થિતિ સાંભળી, ઉર ઉપજ્યું વાત્સલ્ય,
નેત્રે જલ આવી ગયાં, હૃદયે વાગ્યું શલ્ય.
સર્વ સ્ત્રિયો અટકી પડી, શાથી કરતાં વાત,
તે જોવા ઋષિએ ધર્યું, મુખ તેપ્રતિ સાક્ષાત્.

---

૧ જઈ શકાય એવું. ૨ પાંદડાની ઝુંપડી. ૩. મલિન શરીર જોઈને કહે છે ૪ ગોમૂત્ર, ગોમય વગેરેથી ૫ એક વસ્ત્રઉપર એકઉપર બીજું એવાં થીંગડાં હોવાને લીધે. ૬ વસ્ત્ર. ૭ સ્ત્રિઓએ.

સજલ નેત્રને જોઇને, ગયા ઋષિ ગભરાઈ,
'શું મેં કંઈ ખોટું કર્યું, કે આ સર્વ રીસાઈ.'
હસ્ત જોડી તેથી વદ્યા: "ભગવતિ! ધરો ન રોષ,
ક્ષમા યાચું છું ફરી ફરી, જો મુજ પડીયો દોષ."

સ્ત્રી: "અરે, અરે આ શું વદો, તમે અમારા પૂજ્ય,
"દોષ નથી કંઇ આપનો, આ તો થયું ઉંધું જ.
"અમે દોષભાગી છીએ, પૂછી આપને વાત,
"આપવચન શુણી અમ ઉરે, થયો અતિ આઘાત."

સુદામા: વદ્યા સુદામા: "હરિ! હરિ! એમાં તે શું છે જ?
"વિનોદઅર્થે માત્ર એ, વાત કરી મેં સ્હેજ.
"કશું ન મનમાં લાવશો, હરિઇચ્છાનુસાર-
"બધું બન્યું જાતું પછી, શીદ કરવા જ વિચાર.
"નિજ કર્માનુસાર સઉ-ને આવે સુખદુઃખ,
"હર્ષશોક સજી તેથી રે', વિવેકી પ્રભુઅભિમુખ.
"મિથ્યા આ જગમાં થતું, (જે) પ્રતીત તે પણ વ્યર્થ,
"સુજને ધરવું ના ઘટે, સુખ કે દુઃખ તદર્થ.
"આપ સર્વની આ લીલા, મુજથી જાય ન જોઈ,
"પણ મુજઅર્થે એટલું-પણ કરશો નવ કોઇ."
આ વિધિ સાંત્વનશબ્દથી, સમાધાન દે તેહ,
સઘળાં ધારે, શો અહો! ઋષિનો પ્રભુપ્રતિ સ્નેહ.
આ રીતે આ સ્થળ બને, રસિક કરુણપ્રસંગ,
કૃષ્ણ બીજા ખંડે જઈ, પાથરતાં જ પલંગ-
નેત્રથી જલધારા વહે, ઉરે વિચારે એમ:
"રંક સુદામાનો અહો! મુજપ્રતિ આ શો પ્રેમ!"

કૃષ્ણ:

—સોરઠા—

રાત્રિદિવસ એ નિત્ય, ગાળે છે બહુ કષ્ટથી,
પણ પ્રભુપ્રતિની પ્રીત, એનાથી છૂટતી નથી.

રંકતણો પણ રંક, પણ મુખથી નહિ માગશે,
એનો કષ્ટપ્રસંગ, નિવારવો મારે ઘટે.
એણે દીધું ન દાન, વ્યતીત જન્મોમાં કદી,
દરિદ્રતાનું ભાન, હાલ તેથી તેને થતું.
હરીશ એનું કદર્ય[1], પૂર્વદોષ સઉ ફેડીને,
મુજ સમાન ઐશ્વર્ય, આપીશ તેને હેતથી.
જેટલું પામ્યો દુઃખ, તેનાથી સુખ બહુ દઉં,
મારા મનની ભૂખ, આજ મટાડું હું પૂરી.
મુજપ્રતિ એનો સ્નેહ, કથ્યો જાય એમ છે નહિ,
મુજને નિઃસંદેહ, એનાથી નથી પ્રિય બિજો.
એની પતિવ્રત નાર, બાલકસહ દુઃખ પામતી,
દેહું દુઃખ આ વાર, બસ બસ હાવે બહુ થયું.

—ચોપાઈ—

મિત્ર સુદામાઅર્થે પથારી, કરતા હતા પ્રભુ આમ વિચારી,
એકાએક પ્રભુ સ્તંભ્યા ત્યાં, જાણે દૂરથી શબ્દો આવ્યા,
શ્રવણ કરે પ્રભુ શબ્દો કાને, પથારી પથારીને ઠેકાણે.

... ... ... ... ...

—દોહરા—

શ્રોતાને વિનવું, સુદા–માઝું પડીને દ્વાર—
ફરીને જરીક આવવા, કેવલ એક જ વાર.
સુદામાને મોકલી, [પછી] બહાર જઇ તે નાર–
દળણું દળવાનું લઇ, આવી નિજ ગૃહદ્વાર.
ઘરમાં જોયું આવીને, ઘર દીઠું નિસ્તેજ,
ઘરનો આત્મા ના હતો, શવસમ લાગ્યું તે જ.
ગૃહે પેસતાં પેસતાં, રડી પડી અત્યંત,
સૂઝયું ના બીજું કશું, અધિક સાંભર્યા કંથ.

---

૧ કૃપણપણું.

બેસી ગઈ દ્વારનિકટ, રહ્યું ન હૈયું હાથ,
કરવા લાગી આ રીતે, વિચાર મનસંગાથ :

**सुदामापत्नी :**

પદ [ તારું ગોકુલ જોવા આવ રે, એ લય. ]

નથી મુજસમ કોઇ અભાગી રે, હું શું કરું હાવાં,
દીધા નાથને હાથે મેં ત્યાગી રે, હું શું કહું હાવાં.
નિષ્ઠુર ને હું દુષ્ટ બની એ, મુજને થાતું સ્પષ્ટ,
જર્જરિત થયું તનુ પતિનું, તેને દીધું મેં કષ્ટ રે; હું૦
પ્રાણ જતાં પણ જે નવ યાચે, તેને યાચવા કાજ,
મેં પાપિણીએ મોકલ્યા કંઇ, દૂરના દેશે આજ રે; હું૦
વહાલો ગણ્યો મેં દેહ જ મારો, ને બાલકનો દેહ,
કશો વિચાર કર્યો ન પતિનો, ધિક્ મુજ સ્વાર્થીસ્નેહ રે; હું૦
માર્ગવિષે શી ભોગવતા હશે, વિટંબણા એ વૃદ્ધ,
પાણી પણ કોણ લાવી દેશે, એમને માર્ગની મધ્ય રે; હું૦
કષ્ટ અનેક પડે પણ કોઇને, કે' એવા નથી લેશ,
દુર્બલ છે એ ગબડી પડશે, સહજ વાગતાં ઠેસ રે; હું૦
માર્ગે મળ્યું કદી હિંસક પ્રાણી, દશા પછી શું થનાર ?
મરતાને પણ મેર ન કે' એ—વા મુજ પ્રાણાધાર રે; હું૦
ભૂખ્યા તરસ્યા ગયા અહિંથી, કર્યો કશો ન વિચાર,
એ સઉના કારણરૂપે છું, હું જ કૃતઘ્ની નાર રે; હું૦
હે પ્રભુ! એમનાં કષ્ટો સઘળાં, પડજો મારે શિર,
મારું બળ કંઇ પ્રવેશજો, મારા—એમને વૃદ્ધ શરીર રે, હું૦
રે રે કૃષ્ણ! તમે દો'ણી લેવા, લંબાવ્યો'તો હાથ,
તેમ ફરી હાથને લંબાવી, રક્ષજો મારા નાથ રે; હું૦
જળ પણ ગ્રહણ કરીશ હું ત્યારે, પ્રિયતમ આવશે ઘેર,
અનાથના બેલી! મુજ એપર,[1] કરજો કૃષ્ણજી! મહેર રે; હું૦

---

1 સુદામા ઉપર.

—ચોપાઈ—

દળણું દળીને પૈસા લાવી, બાલકને પણ નવ ખવડાવી,
તેનાં તંદુલ આણ્યા વેચાતા, દઇ આવી પાડોશણને ત્યાં.
પ્રથમ ઋણ નિવૃત્ત કરવામાં, બાલકને પણ સંભાર્યાં ના.
વ્યવહારે ચોખ્ખી રહે એવી, નિર્ધન પણ નિર્મલ એ દેવી.
કષ્ટે કરી એમ દિવસો કાઢે, રાતે રડે, શ્રમ કરતી દહાડે.
એક–બે–અને ત્રણ જ્યાં વીત્યા, જળવિણ તે બેહોશ બની ત્યાં,
તે દિવસે દ્વારામતીમાંહિ, પ્હોંચ્યા સુદામા કૃષ્ણને ત્યાંહિ.
થવા આવી મધ્યાહ્નની વારી, કૃષ્ણ કરે ત્યાં હાથે પથારી,
અહિં આ સ્ત્રી થઈ વિહ્વલ ભારી, કૃષ્ણની સ્તુતિ આ વિધિ ઉચ્ચારી :

સુદામાપત્નીઃ

પદ. ( વળી વળી વિનયથી વિનવું રે,–લય )

સદયહૃદય બનીને પ્રભુ રે, હાવાં કરશો વહાર,
આવ્યા હશે મુજ રંકના, સ્વામિ આપને દ્વાર;
કૃષ્ણજીવન ! સંભાળજો જી.
આપને ખોળે મારા પતિ રે, તેની લેજો સંભાળ,
નિરાધાર અહિં બાલુડાં, તેનો કરજો ખ્યાલ;
ભેટ કરાવજો સ્વામીની જી.
આપપાસે પણ કૃષ્ણજી ! રે, માગે એવા ન એહ,
શું રે થયું હશે આવતાં,–ત્યાં એમને દેહ;
આપ જ સઘળું તે જાણતા જી.
માગે નહિ આપની કને રે, તેનો ગણશો ન દોષ,
કાઢવો હોય તો કાઢજો, મારા પ્રતિ તેનો રોષ;
આંચ ઉની નાવો એમને જી.
મનની પ્રભુ સર્વ જાણતા રે, સ્થિતિ બહારની તેમ,
સર્વ રીતે હાવાં સાધજો, અમ યોગ ને ક્ષેમ;
પદર પડી માગું એટલું જી.

—ચોપાઇ—

તીવ્ર લાગણીની આ વાણી, દૂર રહ્યે પણ કૃષ્ણે જાણી,
સર્વસાક્ષી પ્રભુ પણ તે રોયા, અશ્રુજલે ઋષિદુરિતો[1] ધોયાં.
કૃષ્ણે હાથ કીધો જરી ઉંચો, ઋષિપત્નીની ભાગી ગુંચો.
ઋષિપત્નીઉર એવું આવે, ધૈર્યજનક કોઇ હાથ બતાવે.
સમાધાન વૃત્તિમાં ઉદર્યું, ઋષીપત્નીનું અંતર ત્રુટ્યું.
પ્રભુને વેગ અધિક વળી આવ્યો, નિશ્ચય દૃઢ ઉરમાં ઉપજાવ્યો.
પાછળના દ્વારથી પ્રભુ પેઠા, વિપ્ર સુદામાજી જ્યાં બેઠા.
એમનું ચિત્ત હતું નહિ પૃષ્ઠે, પ્રભુને જોઇ શકયા ન દૃષ્ટે.[2]
વિપ્ર સુદામાને તવ ભાસ્યું, પૃષ્ટથી શબ્દ શુણ્યો જવ : ' આ શું ?'
જોતાં જ્યાં પાછી કરી દૃષ્ટિ, કૃષ્ણકરે પોટલી એક દીઠી.
સુદામે જે પાછળ સંતાડી, કૃષ્ણે આણી તેહ અગાડી.
સંકોચાયા ઋષિ, એ જોતાં, અત્યારસુધી જે કાઢતા નો'તા.
છૂપું ન રહ્યું છૂપવ્યું પોતાનું, પ્રભુથી નથી કશુંએ છાનું.
ઋષિ વિચારે : " આવી રીતે, છૂપા દોષ જાણે પ્રભુ ચિત્તે.
" ઢાંકવા હોય ત્યાં સુધી એ ઢાંકે, નહિ તો ક્ષણમાં ઉઘાડી નાંખે."
હસ્યાં રૂકિમણી જે ત્યાં બેઠાં, તેમને ઉર આ વિચાર ઉઠ્યા :
" પ્રભુને દેવું હોય જે દહાડે, ખૂણેથી પણ સુકૃત કાઢે.
" દુષ્કર્મોમાં ભલે દબાયું, જાણો પ્રભુએ પણ તે વ્હાલું.
" છૂપાવી પોટલી રહી ન છૂપી, તેમ ઝીણી પણ સુકૃતિરૂપી—
" મલિન હૃદયપટે હોય બાંધી, ઉપર છો બહુ હોય ઉપાધિ,
" તો પણ તેને શોધી કાઢી, ઉપરનું હાથેથી ઉઘાડી,
" અંદરનું ઉત્તમ લઇ ખેંચી, તેને ખવાડે સત્ફલવ્હેંચી.
" અકલ કલા છે નાથ ! તમારી, અશ્રદ્ધમતિ[3] શું જાણે બિચારી ! "

---

૧ સુદામાનાં પાપ. ૨ નજરે. ૩ અશ્રદ્ધાળુ બુદ્ધિ.

કહ્યું કૃષ્ણે, જ્યાં સહુએ દીઠું: 'રત્ન હશે એ ચીથરે વીંટ્યું.'
રત્નરૂપ પ્રભુએ જ્યાં માન્યું, પછી ત્યાં બીજું શું કહેવાનું.
પ્રભુએ છોડવા માંડી ગાંઠો, પૂર્વે છોલતાં શેલડીસાંઠો–
કપાઇ હતી અંગુલિ પ્રભુની, વાત બની ગઇ હતી તે જૂની.
સમય આવ્યે પણ તે સંભારી, એને નિમિત્તમાત્ર વિચારી,
દ્રૌપદીને ખરી અણીનું ટાણું, આવ્યે પૂર્યાં ચીર નવસેં નવ્વાણું.
નિમિત્ત તેમ પ્રભુને જોઇતું'તું, આવી મળ્યું ત્યાં આ એક કુંકું.
પણ જે ચીર પુરતાં નવ તાક્યા, તે પ્રભુ ચીંથરાં છોડતાં થાક્યા!
કૃષ્ણપત્ની સાનંદાશ્ચર્યે, જુએ પોટલીપ્રતિ અધૈર્યે.
એવું શું લાવ્યા સુદામા જોડે, પ્રભુ જાતે જે પોટલી છોડે?
ચક્ર સુદર્શન ફેરવતા જે, થાક્યા હાથ પોટલી છોડતાં તે.
પોટલીની ગ્રંથિ છૂટતી, ઋષિની કર્મગ્રંથી તુટતી.
એક એક ગ્રંથી જેમ છોડતા, કૃષ્ણ, ઋષિપ્રતિ જોતા જતા.
ઋષિ જોતા શ્રીકૃષ્ણપ્રતિ, ઋષિનું મન નિજપાસે નથી.
ગાંઠો છૂટી રહી જ્યાં કુલ, દીઠાં–"**સુદામાનાં તાંદુલ.**"
પટરાણીઓ ખડખડ હસી, આતુર ઉભી તે પાછી ખશી.
એક રાણીએ સ્વર ત્યાં કહાડ્યો, 'ખોદી ડુંગર, ઉંદર કાઢ્યો.'

—દોહરો—

વિના રુકિમણી કોઇ પણ, સમજે નહિ આ મર્મ,
મન્દ મન્દ હસતાં લહી, છુટતાં ઋષિનાં કર્મ.
શાંતપણે રુકિમણી જુએ, પ્રભુકલા અદ્ભુત,
જ્યાં ત્યાં ચલવે શું પ્રભુ, આવું તુતે તુત.
પ્રભુએ ત્યાં તંદુલ દીઠા, થાતાં અતિ પ્રફુલ,
બોલ્યા: "દીઠા મેં નથી, આવા કદી તંદુલ.
"મુજ ગૃહકોઠારે ભર્યાં, અનુપમ ધાન્ય અનેક.
"આવો મેં દીઠો નથી, તેમાં પણ કણ એક."

એમ કહેતા કરવડે, અમૃતરસ તે માંહ્ય,—
રેડ્યો તેને નિરખતાં, રુક્મિણી હસતાં જાય.
એક મુષ્ઠિ ભરી કૃષ્ણ પછી, મુખમાં મુકતા જાય,
લૌકિક સૌ સંપત્તિઓ, દીધી ઋષિને ત્યાંય.
તે જ ક્ષણે ઋષિનું પડી, તડાક ઉડી જાય,
કૃષ્ણમન્દિરોસમ અતિ, દિવ્ય ભવન ત્યાં થાય.
પછી બીજી મુષ્ઠિ ભરી, મૂકે નિજ મુખમાંહ્ય,
દૈવી સંપદ તે સમે, મળી ઋષિને ત્યાંય.
પ્રસન્ન પ્રસન્ન પ્રભુ થતા, દેતાં તે ન ધરાય,
સર્વ રાણીને લાગ્યું જે, પ્રભુ કંઈ ખસ્યા જણાય!
નિજ શકિતરૂપ પ્રકૃતિ–કેરું આધિપત્ય—
દેવા લહી મુઠ્ઠી ભરી, ત્યાં શ્રી રુક્મિણી હસ્ત—
પકડીને સસ્મિત વદ્યાં: 'આ શું લાગ્યો નાદ!
એકલવાયા થઇ તમે. ચખાડતા નથી સ્વાદ!'
પછી સૌને વ્હેંચી દીધાં, શેષ રહ્યાં તંદુલ,
સઉને પણ એ ચાખતાં, લાગ્યાં અમૃતતુલ્ય.
એ રીતે સ્ત્રિઓસમીપ, વધાર્યું ઋષિનું માન.
ઋષિને લઇ જવા બીજે, પછી ઉઠ્યા ભગવાન્.
સુદામાની નિવૃત્તિની, વિસારી કૃષ્ણે વાત,
કહ્યું: પધારો નિરખવા, મન્દિર આ મુજ સાથ.
એમ કહી તેડી ગયા, પછી દાખવ્યું સર્વ,
અગર્વ ઋષિને પણ ચઢયો, મિત્રનું લહી આ, ગર્વ.[1]
લાગ્યું ઋષિને ન્યાળતાં, સઘળા વૈભવભોગ,
ભાગવવા તો સર્વને, કેવલ કૃષ્ણ જ યોગ્ય.
પછી ઋષિને લઇ ગયા, કૃષ્ણ બાગની માંહ્ય,
રાજી કરવા કૃષ્ણને, થાકયા તો પણ જાય.

---

૧ જે ઋષિ સ્વભાવથી જ ગર્વવિનાના હતા, તેમને પણ પોતાના મિત્રનું આ ઐશ્વર્ય જોઇ ગર્વ ઉત્પન્ન થયો.

વાતો કરતા અવનવી, તે બન્ને સન્મિત્ર,
બહુ દૂર આવ્યા, હતી, જ્યાં (એક) ઝુંપડી વિચિત્ર.
પ્રભુને આવ્યું યાદ ત્યાં, ઋષિ શ્રમિત છે આજ,
તરત વધા બહુ ભાવથી, ઋષિને: "હે મહારાજ !—
'આપ અધિક શ્રમિત હતા, મને ન સાંભર્યું ઉર,
'વાતોમાં તો આપણે આવ્યા ઝાઝા દૂર.
'ઘડીભર લો વિશ્રાંતિ અહિં, પર્ણકુટીની માંહ્ય, "
એમ કહી તે ઝુંપડી, ઉઘાડવા પ્રભુ જાય.
અંદર જઇ જોતાં ઋષિ, આશ્ચર્યચકિત થાય,
સર્વ રીતે એ ઝુંપડી, પોતાની જ જણાય !
ફાટેલી કુશની[૧] પડી, સાદડી ત્યાં દેખાય,
બતાવી તેને પ્રભુ કહે : વિરાજીયે ઋષિરાય !
ઋષિને તો મનમાં થતું, સાચું કે આ સ્વપ્ન,
જાણે કશું નથી જાણતા, નિકટ વિરાજિત કૃષ્ણ.
સ્ત્રી બાલકની પણ કંઇ, આભા થાતી હોય,
એમ જણાતું, (પણ) ઋષિ કરે, નિશ્ચય 'એ તો ન્હોય'.
કૃષ્ણ કહે છે: 'મુજને, આ સ્થાનક અતિ પ્રિય,
'આ સ્થાનકની શાંતિ તો, મુખથી અવર્ણનીય.'
કૃષ્ણ મુખે એ સ્થાનનાં, વખાણ કરતા જાય,
અને વિચારે કે ઋષિ, બોલે છે શું કાય ?
વાર્તાલાપ કરે ઉભય, કઇંક કાળસુધી ત્યાંય,
ઘડીભર અહિં વિશ્રાંતિ લો, પછી કહે યદુરાય.
મારે કિંચિત્ કામ છે, જઇ આવું છું ત્યાંય,
એમ વદી ત્યાંથી પ્રભુ, નિજ મન્દિરપ્રતિ જાય.
નિવૃત્તિને પામવા બદલે વિપત્તિમાંહ્ય,
હોયે ઋષિ પ્રવેશતા, એવું કંઇક જણાય.

---

૧ દર્ભની

સુદામા: (હસતાં હસતાં)

—ગીતિ—

દેહની પાછળ છાયા, જેમ અનુસરતી તેમ પ્રિય ઝુંપડી !
તું પણ મારી પાછળ,—પાછળ અહિંયાંસુધી શું આવી ચડી ?
દીઠી નહિ મેં માર્ગે, શી રીતે ત્યાંથી ખસતે ખસતે,
આવી તું કોણ રસ્તે, અને અહિં હું આવ્યો કોણ રસ્તે ?
કૃષ્ણને મન શું આવ્યું, આ દરિદ્ર બ્રાહ્મણ કંઈ ઘરમાં રહી,
તફડાવી લે વસ્તુ, માટે શું મુજને એ લાવ્યા અહિં?
ખરે જ યાચકજેવી, વિષમ દશા નથી એકે આ જગમાં,
અપમાનિત થઇ જ્યાં ત્યાં, ફરવું કાં તો ગણાઇ જવું ઠગમાં.
પેટ પાટા બાંધી, રહેવું પણ કદીએ યાચક ન થવું,
વૈર થતું વહાલામાં, અમૃતસ્થાને ઝેર પડે પીવું.

—દોહરા—

વિચાર આ આદિ કરે, નિવૃત્તિ ન પમાય,
દૂરથી કૃષ્ણ નિહાળતાં, ઋષિ સહુ ભૂલી જાય.
શુંએ ભુરકી ભરી હતી, કૃષ્ણનયની માંહ્ય,
જે કોઇ તેને ન્યાળતા, તે તેને વશ થાય.
પુનઃ કૃષ્ણ પ્રભુ લઇ ગયા, ઋષિને મન્દિરમાંહ્ય,
પ્રભુ જાણે નિવૃત્તિ મળી નથી તેમને ત્યાંય.
શા હેતુથી તેમને, આણ્યા ઝુંપડીમાંહ્ય,
હજીસુધી ઋષિથી નહિ, સત્ય હેતુ કલ્પાય.
ઋષિને ફેરવતા પછી, નિજ મન્દિરની માંહ્ય,
એક દિવ્ય સ્થળને વિષે, તેડી તેમને જાય.
પોઢાડ્યા ત્યાં તેમને સુન્દર પલંગમાંહ્ય,

સુરમુનિજનસેવિતચરણ,[1] ચાંપે ઋષિના પાય!
ઋષિ કહે : પ્રભુ! ના ઘટે, શુણે ન કૃષ્ણ જરાય,
અધિક અધિક ચાંપે છતાં, પણ નવ સંતોષાય.
આજ લગી કીધો નહિ, ઋષિદુ:ખહ્રાસોપાય.[2]
ક્ષમા તેતણી યાચતા, જાણે ચાંપે પાય!
સુન્દર વાતો સ્નેહની, કરે ઉભય સન્મિત્ર,
વળી પરસ્પર મળી કરે, હાસ્યવિનોદ વિચિત્ર.

—ઓખાહરણનો લય—

સાયંકાળ થવા આવ્યો જ્યાં, કૃષ્ણે સઉને સંદેશો કા'વ્યો ત્યાં.
ઋષિઅર્થે, મળી સર્વ નારી, સાયંસ્નાનની કરજો તૈયારી.
સ્ત્રિયો લાવી ત્યાં સ્નાનોપચાર, તેલ, અત્તર, સુગંધીદાર.
વળી પંચામૃત પણ લાવ્યાં, ઋષિને સ્નાન કરાવવા આવ્યાં.
મઘમઘતાં સુવાસિત દ્રવ્ય, ચોળે ઋષિને રહી વામ સવ્ય.[1]
સુદામાનું શરીર અતિ કૃશ, ધીમે હાથે ચોળે તેને કૃષ્ણ.
સુવાસિત જલ રુકિમણી રેડે, પ્રભુ ચોળે હાથે, પગે, કેડે.
કોઇ રેડે પાણી ઉષ્ણ શીત, કોઇ ધુએ ઋષિઉપવીત.
ધરી પ્રેમ અને સંમાન, ઋષિને કરાવ્યું અભ્યંગસ્નાન.
પછી શરીર સુદામાનું લુછે, કૃષ્ણ રુકિમણીને ઝટ પૂછે :
ક્યાં છે પે'રવા સુન્દર વસ્ત્ર? આપ્યાં સદ્ય શ્રીકૃષ્ણને હસ્ત.
સુદામાને આપે ભગવાન્, કરો મિત્ર! વસ્ત્રપરિધાન.
વસ્ત્ર સુદામાનું નાહેલું, કૃષ્ણે સંભાળથી ધોયું પહેલું.
પછી કુંડીમાં વધેલા જળથી, કૃષ્ણ સ્નાન કરે ઉતાવળથી.
સુકેશિનીએ ઋષિકેશ ઓળ્યા, નાંખી તેલ ટચોળે ફચોળાં.

---

૧ દેવો અને મુનિઓ જેના ચરણ સેવે છે એવા શ્રીકૃષ્ણ. ૨ ઋષિના દુ:ખની નિવૃત્તિનો માર્ગ. ૧ ડાબાજમણી.

કર્યો રુક્મિણીને અનુસારે, લાવ્યાં રત્ને જડયા અલંકારે.
સુદામાને તે પ્હેરવા આલ્યા, તેમણે શરીરે ઉંધા ઘાલ્યા.
હાથનું પે'રતા પગમાંહ્ય. પગનું હાથે ઘાલવા જાય.
પૂર્વે પહેર્યા હતા નવ કદીએ, જાણે ન ક્યાંથી પ્હેરાય શા વિધિએ.
કરવા સુદામા સંધ્યાવંદન, બેઠા રત્નજડિત સિંહાસન.
કર્યું ભસ્મવિલેપન ભાલ, સામા બેઠા શ્રીકૃષ્ણગોપાલ.
ધ્યાતા સુદામા કૃષ્ણ ભગવાન્. કૃષ્ણ ધરતા સુદામાનું ધ્યાન.
દીઠા સુદામાએ ધરતાં ધ્યાન, કૃષ્ણચન્દ્ર ષોડશ કળાવાન્.
સુદામાએ ત્યાં તો આર્દ્રચિત્ત, કરી પ્રાર્થના પ્રીતે આ રીતે :

સુદામા :

પદ. [દાસપરે દયા લાવો રે, એ લય.]

સહાય આ'વો લ્હાવો રે, કૃષ્ણ કનૈયા! દેને સહાયે આ'વો.
આપ જો મારી સાથે, ફરું હું ત્રિભુવનમાથે,
વાગો છો કારી ઘાવો, ઘાવો રે; કૃષ્ણ૦
જગની સ્પૃહા ના સેવું, (મારે) જગથી નથી લેવું દેવું,
મારે તો તમથી દાવો, દાવો રે; કૃષ્ણ૦
જગપતિ પરમેશ્વર ત્યાગી, જગસુખ જન લેતા માગી,
તેવાપર કરુણા લાવો, લાવો રે; કૃષ્ણ૦
ઉખેડીને છોડ નકામા, અંતરની વાટિકામાં,
ભક્તિનાં બીજક વાવો, વાવો રે; કૃષ્ણ૦
ભક્તિતરુ ઉત્તમ ઉગતાં, મ્હોંનાં માગ્યાં ફળ મળતાં,
સાથક જન્મારો થાવો, થાવો રે; કૃષ્ણ૦
ઉભો છે તમારી સામો, રંક આ દાસ સુદામો,
તેનો કર સહાય સ્હાવો, સ્હાવો રે; કૃષ્ણ૦

—દોહરા—

ધ્યાનોત્થિત[1] થઇને પછી, ભોજન લેવા જાય,
રત્નજડ્યા બાજઠઉપર, કનકથાળની માંહ્ય—
કૃષ્ણપ્રિયતમાથી રુડાં, ભોજન ત્યાં પીરસાય,
એક બીજાના હાથથી, મધ્યે મધ્યે ખાય.
રસવાર્તા કરતા ઉભય, જમ્યા તૃપ્તિપર્યંત,
સુદામાતણું હૃદય તો, પામે પરમાનન્દ.
યથાસમય પોઢ્યા પછી, હરિ–સુદામા સાથ,
સ્નેહતણી વાતોવિષે, વહી ગઇ આખી રાત.
ભગવતીને પણ ત્યાગીને, પ્રભુ ભક્તની સાથ—
પોઢ્યા ભક્તપ્રિય પ્રભુ–ની શી કહેવી વાત !
પ્રભાતમાં વહેલા ઉઠી, ઋષિ ઉર કરે વિચાર,
"રહે પરોણો એક દિન, પછી ગણાય ગમાર.
"લઇ કૃષ્ણઆજ્ઞા હવે, જઉં હું મુજ મકાન,
"પર મહાલયકરતાં રુડું, નિજ ઝુંપડીનું સ્થાન.
"અલંકાર રાત્રે દીધા, તે લઇ, જઇશ હું ઘેર,
"રંકપત્નીઉરમાં થશે, એથી લીલા લ્હેર."
ત્યાં તો પ્રભુ ઉઠ્યા, કહે, જોડી સુદામા હાથ,
'રજા મને આપો જવા, અનાથના ઓ નાથ !'
આગ્રહ જાણી અતિથિનો, છેવટનો અન્યોન્ય,
છુટા પડતી વખતનાં, વધાં વિવેકવચન.
કે'વું ઘટે જાણી કહે, સુદામા તે વાર,
'ક્યાં મૂકું આ વસ્ત્ર ને, નાનાવિધ શૃંગાર ?'
કૃષ્ણ વિચારે ઉરવિષે, જો આટલું લઈ જાય,

---

૧ ધ્યાનમાંથી ઉઠીને.

અજ્ઞાની જનદષ્ટિમાં, માગ્યામાં જ ગણાય.
તેની અયાચકવૃત્તિની, કરું ન પ્રતિજ્ઞા ફોક,
વિણ માગ્યે પણ આપું હું, જાણે એ કેમ લોક ?
સુદામાને મુખ કહે : મૂલ્ય ન એમાં કાંય,
પણ કદાચ તમને કંઇ, ઉપાધિ માર્ગે થાય.
સેવકને આજ્ઞા કરે, કૃષ્ણજી દીનદયાલ !
જીર્ણ વસ્ત્ર ઋષિનાં લઈ, આવ્યો તે તત્કાલ.
ઉતરાવ્યા ઋષિશરીરથી, નિજ વસ્ત્રાલંકાર,
જીર્ણ વસ્ત્રથી પૂર્વવત્, શોભ્યા વિપ્રકુમાર !
થોડે સુધી વળાવવા, ગયા કૃષ્ણપ્રભુ સાથ,
છેવટ રડી પડતાં બહુ, ભેટ્યા બે ગુરુભ્રાત.

**કૃષ્ણ :**

પદ. [હે કૃષ્ણ મુરારિ, એ લય.]

હે બન્ધુ સુદામા ! કરી કરુણા ક્યારે રે, પાછા આવશો ?
મારાથી કાંઈ નથી કરાઇ, સેવા આપની તુલ્ય,
મોટા મનના આપ વિસરજો, મારી મોટી ભૂલ રે; હે બન્ધુ૦

**સુદામા :**

હે કૃષ્ણકૃપાલુ ! આપ કરુણામૃતપર જીવે જીવ આ.
આપતણા સ્મરણેથી પણ મારું હિત નિત્ય જ થાય,
આપ પ્રભુની પ્રત્યક્ષે તો, મુજ સર્વાર્થ સધાય રે; હે કૃષ્ણ૦

**કૃષ્ણ :**

હે સ્નેહી સુદામા ! હૃદયવિષે કદી કદી સ્નેહે સંભારશો.

**સુદામા :**

હું એવી વસ્તુ નથી વિશ્વે, હૃદયેશ્વર છો આપ,
પૃથક્ કલ્પના ઉપજાવી પ્રભુ !, સ્મરો આપને આપ રે; હે સ્નેહી૦

**કૃષ્ણ :**

હે સાધુ સુદામા ! દ્રષ્ટાપદમાં રહી વ્યવહારે વર્તજે.
લાભ હાનિ વળી હર્ષ શોક કે સુખદુઃખાદિ વિકાર,
કલ્પિત જાણી અલિપ્ત રહેતાં, ઉતરશો ભવપાર રે; હે સાધુ૦

**સુદામા :**

હે હૃદયવિહારિ! રંક દાસને હૃદયેથી ન વિસારશો.
આપ સ્મરણથી વિમુખ ન કરશો (કદી) હું ન રહું અભિમુખ,
તોપણ આપતણો જાણી રહો. સુદામાસંમુખ રે; હે હૃદય૦

—દોહરા—

ભેટ્યાં સુદામા સ્નેહથી, કરી સાષ્ટાંગ પ્રણામ,
પ્રભુ પધારે આમ ને, જતા સુદામા આમ.
ઉંચાં નેત્ર સંયોગને, ચહે તેને દઈ છેહ,
નીચા પગ તો લઇ જતા, દૂર ઉભયના દેહ.
શોકાચ્છાદિત મુખવડે, ગૃહ આવે ઘનશ્યામ,
જાણે મુખ ને હૃદયનું, ખોયું નૂર તમામ.
ઉદાસ થઈ બેઠા પ્રભુ, ગયું ઉતરી મુખ,
સ્નેહીવિયોગસમ નથી, વિશ્વે બીજું દુઃખ.
" ખરે સુદામાસમ ન કો, દેવી હૃદય પવિત્ર,
ધન્ય મને માનું થવા—માં હું એનો મિત્ર. "
આવી ચઢયાં ત્યાં રુકિમણી, પ્રભુને કહે : "હે નાથ !
છૂપી સંપદ કાં દીધી, કાં ન સુદામાહાથ ?"

**કૃષ્ણ :**

પદ. (કોણ તું ને આવ્યો ક્યાંથી, એ લય.)

શરમ થઈ મને ભારી, ઓ દેવિ ! શરમ થઈ મને ભારી.
ક્યાં એ ભક્તની ભક્તિ ને ક્યાં, તુચ્છ શક્તિઓ મારી; ઓ૦

એ વીતરાગી[1] હૃદયની આગળ, હું પણ જઉં છું હારી; ઓ૦
સમગ્ર વિભૂતિ મુજ દઉં છતાં એની, ભક્તિતુલ્ય ન થાનારી; ઓ૦
આથી સંકોચાઈ મેં સંપદ, મોકલી દીધી પરબારી; ઓ૦

* * *

—ચોપાઇ—

કૃષ્ણતણાં વચનો શુણી કાન, કૃષ્ણનું ધરતા ધરતા ધ્યાન,
રમતો કૃષ્ણ શબ્દ મુખમાંય, ઋષિ ધ્યાનિસમ ચાલ્યા જાય.
કંઇક કાળ એમ ચાલ્યા પછી, ઋષિની વૃત્તિ બહિર્મુખ થતી.
જોઈ પોતાનો જૂનો વેષ, શરીરપર એનો એ ખેસ,
સુદામાજી મનથી મલકાતા, તે પ્રતિ જોઈ આ કહેતા જાતા :

सुदामा :

—શિખરિણી—

અરે મારાં વસ્ત્રો ! સહી નવ શકાઇ શું તમથી—
જુદાઇ મારાથી, હુંપર તમ પ્રીતિ લહું અતિ !
વહી જ્યાં ત્યાં રાત્રિ, પણ બહુ તમે ઓસાઈ ગયાં,
હશે અર્ધી રાત્રિ,—સુધી વળગણીએ રડી રહ્યાં !
ગમ્યું શું ના રે'વું ? કનકસરખાં કૃષ્ણભુવને,
ગમે ક્યાંથી રે'વું, ? ત્યજી મુજસમા પ્રિય જનને !
ત્યજાયે પોતાનાને, બહુ ઉણપ આવે પ્રજતમાં,
પિછોડી ઓ મારી ! ખરી પતિવ્રતા તું જગતમાં.
અરે તુંબિ મારી ! તું પણ નહિ ભાગી—ન બગડી,
તું ખોવાયે શાની, (જ્યાં) સજડ થઇ કર્મે મુજ જડી;
ગઇ મોટે સ્થાને. પણ નવ તું પામી વિકૃતિને,
સતી સીતાજેવી, હરીફરી વરી નિજ ધણીને !

---

૧ જેના રાગદ્વેષ શમી ગયા છે એવા.

છુટી ના તું માળા ! (તું) રહી દૃઢ ગ્રીવાલિંગન[1] દઇ,
અરે ઓ જ્યેષ્ઠિકા ! તું પણ નવ ત્યાંહી પડી રહી.
દરિદ્રી હુંકેરી, નગરીથકી જ્યાં સ્વારી ઉપડી,
તું ત્યાં મારા પ્હેલાં, ઝડપ લઈ, ચાલી બની છડી !

—મરાઠી સાખી—

વિવેકના છે પ્રભુ મહાસાગર, અંદરથી બહુ ખારા,
પાછા આવતા કાંઠે જઇને, તૃષા છીપાવનારા,
મારું કશું ન વળ્યું, ગયું થયું નિષ્ફળ સઘળું.
પકવાન્ન ખાનારાને થઈ હશે, પરાન્ન ખાવા વૃત્તિ,
(કે) ઢોર ચારતી વખતના જેવી, રખે ભુલાય પ્રવૃત્તિ,
તેથી તંદુલ મારાં, ખાધાં એમણે ગણી પ્યારાં.
(કે) આરોગી નૈવેદ્ય ઘણાંનાં, થયા હશે પ્રભુ રોગી !
અથવા કાં તો હશે કૃષ્ણ એ, તંદુલતણા વિયોગી,
(રાજ્યમહેલે) ચીર જેમ આવે જડી. પણ મળતી ન ચીંદરડી.
ભાથાનું તો રહ્યું, પરંતુ, નાનાં બાલકકાજે,
આટલું ખાવાનું પણ દીધું ન, આવી ન કૃષ્ણને લાજે—
આવીને સાથે, વળાવતાં ખાલી હાથે.
બહુ જાણ્યો ઉપદેશ કરી પણ, આચરી તે નવ જાણ્યો,
અન્યને મોજ મણાવી ન જાણી, પોતે વિલાસ માણ્યો,
દઇ જાણ્યું ન કશુંએ, લઇ જાણ્યું તો ખરું પ્રભુએ.
ઓટીમાં કંઈ સંતાડ્યું હોય, તે જોવાને કાજે-
તો શું વસ્ત્ર નહિ બદલાવ્યાં—હોય કપટી મહારાજે ?
નહિં તો શીદ લીધાં, વસ્ત્રો જે રાતે દીધાં.

---

૧ ડોકીને વળગી રહીને

—ચોપાઇ—

વિચાર આવા વિવિધ વિચારે, અંતર સંશય કંઇ કંઈ ધારે.
જીવનો એક છે સ્વભાવ ખોટો, સંશયમાં દોડે દઇ દોટો.
સંશયને ને પ્રભુને છેટું, પ્રભુ કહે 'અસંશયીને ભેટું'.
જીવ નિજ પૃથગભિમાન વિસારી, પ્રભુમાં મૂકે લે અર્થો સારી.
આગળ આગળ ચાલ્યાં જતાં, પુનઃ સુદામા વિચારતાં,
સદ્વિવેક શ્રદ્ધાના બળે, સમાધાન ફરી મનમાં મળે.

**સુદામા :**

—દોહરા—

અરે હું પણ બહુ મૂર્ખ છું શું આ કરું વિચાર,
શંકા કરવા કૃષ્ણમાં, શો મારો અધિકાર ?
ત્રિકાલ જ્ઞાની એ પ્રભુ, છે સર્વજ્ઞ સમર્થ,
જે કાળે જે ઘટિત તે, કરતા તેહ મદર્થ[1].
હું દરિદ્રીવરને લઇ, લક્ષ્મીવર કરમાંહ્ય,
આલિંગન દઇ પ્રેમથી, ઉલટા પ્રભુ હરખાય.
પદરજ હું તેને અર્પ્યો, પર્યંકે ધરી હાથ,
મુજ અર્થે એ તે શું છે, નાનીસરખી વાત ?
ઉપાસતા જેનાં ચરણ, સમગ્ર સુરસમુદાય,
પ્રેમવડે બહુ તેમણે, ચાંપ્યા મારા પાય.
જેનો પ્રસાદ પામવા, કરે અનેક પ્રયાસ,
તેણે નિજ હાથે મૂક્યો, મારા મુખમાં ગ્રાસ.
સેવા કરવા ઇચ્છતા. અનેક ઋષિમુનિ દેવ,
તે પ્રભુએ મારી કરી. અનેકભાતિ[2] સેવ.
નિજ પત્નીને ત્યાગીને, મુજને ગણ્યો અધિક,
તેવાના હું દોષ જોઉં, તો મુજને ધિક્ ધિક્.

---

૧ મારે માટે. ૨ અનેક પ્રકારની.

—ચોપાઈ—

ચાલે કરતા આવાં વિચારો, સ્મરતા અધિક અધિક ઉપકારો,
કૃષ્ણે આપ્યું લેશ ન ધન, થતા એથી ઉલટા તે પ્રસન્ન.
જેમ જેમ આગળ ચલ્યા જાત્રા, કરવા લાગ્યા વિચાર આવા :

**સુદામા:**

૫૬. [આવોને મારે મંદિરએ જગરાય, એ લય]

કરુણા કૃષ્ણતણી જ અતુલ, મને નવ દીધું અનર્થનું મૂળ.
" દઈશ જો હું સંપત્તિ આને, વહી જાશે એ તો અભિમાને,
" નહિ વહે એ પછી મુજ ધ્યાને, પછી એ તો પડશે અધઃસ્થાને,"
વિચારેલું કૃષ્ણે આવું અમૂલ્ય; કરુણા૦
દીધી હોત લૌકિક સંપત્તિ, (હું) અલક્ષ કરત પ્રભુસ્વરૂપપ્રતિ,
જ્યારે ત્યારે થાતાં ધનની ક્ષતિ, વૃત્તિ રે'ત પાછી મ્હોં વિકાસતી,
જે થયું તે મારે છે અનુકૂલ; કરુણા૦
વિકારો ઉરમાં અધિક થાતે, મને ડાહ્યો ગણત હું સઉ વાતે,
અશ્રદ્ધામાં નિશ્ચય વહી જાતે, માનત નવ પછી કે'ત પ્રભુ જાતે,
ગણત મને યોગ્ય, એમની જોવા ભૂલ;[1] કરુણા૦
હરિ સઉનું હરીને હિત કરતા, કશું ન રહે ત્યારે પ્રભુ વરતા,
અભય વર તવ પ્રભુ ઉચ્ચરતા, નિજ સ્વરૂપે તવ પ્રભુ ધરતા,
સુદામાના ભલે લીધાં તંદુલ; કરુણા૦

—દોહરા—

આ વિધિ વિવિધ વિચારતાં, થયો ઘટિત જ્યાં કાળ,
એક દિવસ આવ્યો થવા, જ્યારે સંધ્યાકાળ,
પોતાની પીઠે હતા, સૂર્ય, જેમ હોય છત્ર,
સૌમ્ય પ્રકાશ પ્રસરી રહ્યો, પૃથ્વીપર સર્વત્ર.

---

૧ એમની પણ ભૂલ જોવાને લાયક હું મને પોતાને સમજત.

ચરીને ગાયો આવતી, કરતી કંઇ ઉત્પાત,
કૃષ્ણસમા જે ભાવિના, મળી તેમને સાથ.
તે સમયે આવ્યા ઋષિ, ગૌસહ ગામની માંહ્ય,
લક્ષ સાધીને તે પછી, નિજ ઝુંપડીએ જાય.
પણ તે સ્થળ કૌતક દીઠું, હતી ન ઝુંપડી ત્યાંય,
કૃષ્ણતણા મન્દિરસમાં, મન્દિર ત્યાં દેખાય!

—ચોપાઇ—

આ જોઈ ઉદાસ ઋષિ બની ગયા, મનમાં જરી વિહ્વલ પણ થયા.

સુદામા :

વિચારમાં શું થયો ગુલતાન, રહ્યું મને શું ન માર્ગનું ધ્યાન.
આવવા નીકળ્યો મુજ ઘરપ્રતિ, આવ્યો ફરી શું દ્વારામતી ?
કે આ તે શું દ્વારામતી, આવી અહિં બીજે માર્ગથી ?
મુજ ગામે હું ક્યારે જઇશ, હું તે હું કે બીજો હઇશ.
હશે શું બીજી દ્વારામતી, હશે જગે બે રુક્મિણિપતિ !
હશે જગે એ બધું અનેક, પણ આ સુદામા કેવલ એક.
(જેમ) એક વચની એક પત્નીવતી, એક શરધારી અયોધ્યાપતિ.
એક તુંબિ એક લાકડી ભારે, જગમાં એક જ ઝુંપડી મારે.
એક જ રામ અયોધ્યાનાથ, જગે હું એક સુદામા અનાથ.
ફરી ફરી ત્યાં પાછો આવીયો, હું પણ ઘાંચીનો બળદીયો.
વિચારશે દ્વારામતીધણી, વળગી બલા ગળે બ્રાહ્મણતણી.
ધારશે લોભી મને અચ્યુત, રાણીઓ ગણશે મુજને ભૂત.
ખરું કહીશ પણ માનશે નહિ, (ઉલટું) કૃષ્ણપત્નીઓ હસશે સહી.
વળી એકવાર જોઉં હું ફરી, જગા ન મારી કે છે ખરી.
વર દેવાની ન દીઠી પ્રભુતા, આશ્ચર્યની પ્રભુતા તો જ્યાં ત્યાં.
બુદ્ધિનું અહિં છે નહિ કામ, શ્રદ્ધા એ જ પરમ વિશ્રામ,
કેવલ તેનો ગ્રહી આધાર, ભક્તિમાં વહેવું એ સાર.

—દોહરા—

ઘણો વિચાર કરે ઋષિ, મેળવી જુએ નિશાન,
આસપાસનું બધું મળે, પણ ન મળે સ્વસ્થાન.
આમ તેમ જોતાં, કરે, નિશ્ચય અહિં જ નિવાસ,
પણ આવાસ ન સુઝતો, વિચારતા કરી હાસ :

**સુદામા :**

—ચોપાઈ—

કૃષ્ણને જગા શું ઓછી પડી ? કે લેવી પડી મુજ ઝુંપડી.
તંદુલ ખાધા ધીમે મુખ ભરી, પણ ઝુંપડી તો સામટી હરી !
ઝુંપડી ગઇ તો ઓછી થઇ, પણ બાલક ક્યાં—સ્ત્રી ક્યાં ગઈ ?
રામની પેઠે મારે થયું ? મુજ સીતા શું કોઇ હરી ગયું ?
છે એ વૃદ્ધ દુબળી ગોજેત્રી, પણ મારી તો એ ગૃહદેવી.
જો કે બગાઇસમાં છોકરાં, પણ તે મારાં, નથી પારકાં.
આશભરેલાં એહ બિચારાં, ઝુંપડીવિનાનાં એ નોંધારાં,
ગયાં હશે ક્યાં એહાં હશે ? ફર્યો બધે પણ જડતાં ન કશે.

—દોહરા—

જેમ દુઃખીને આવતું, દુઃખની ઉપર દુઃખ,
તેમ ઋષિએ ત્યાં દીઠું, કૌતુકપર કૌતુક.
મન્દિરમાંથી આવતું, દીઠું સુન્દરીયૂથ,
ઋષિ તેને જોવા ઉભા. બની જડવત્ તાબુત.

—છપ્પા—

છમક છમક છમકાર, કરતું સુન્દરીયૂથ આવે,
ઝમક ઝમક ઝમકાર, થતાં ઝાંઝર ઝમકાવે,
ચમક ચમક ચમકાર થતાં પહેર્યાં છે વસ્ત્રો,

ઠમઠ ઠમક ઠમકાર, ચાલી શોભાવે રસ્તો;
કોઇ કોઈ મધુરું હસે, કોઇક નયન નચાવતી,
જાણે ધરણિ ધમકારતી, ઋષિપાસે એ આવતી.
ઋષિનો એક હાથ, ગ્રહ્યો મુખ મલકાવીને,
છોડાવે એકને, ગ્રહે બીજી આવીને;
કોઇ તો લાગતી પાય, કોઈ ગ્રહેતી તુંબડીને,
કોઈ તો લેવા જાય, સુદામાની લાકડીને;
અપ્સરાસમી અન્ય સઉ, આસપાસ ઉભી રહે,
સંમુખ એક આવી કહે : ઋષિવર ! પધારીએ ગૃહે.

**સુદામા :**

અરે માવડી ! આમ, મારી સામું શીદ જુઓ,
છું બ્રાહ્મણ હું દીન, મલિન, થયો અધમુઓ;
સહજ સ્વભાવે હતો હું જોતો હવેલી સ્હામી,
મનથી પ્રભુને કહું, જીવો બહુ આનો સ્વામિ.
નથી દુષ્ટ કોઇ લાલસા, નથી ઠગારો ચોર હું,
નીચ વૃત્તિનો હું નથી, નથી તમારો ગોર હું.
છોડો મારો હાથ, મને માર્ગ દો જાવા,
ઇચ્છું હું ન નિવાસ, ન માગું પીવા ખાવા,
નથી દક્ષિણાકાજ, અહિં હું આવી ઉભો,
નથી કોઇ અનુચિત, મુજ મનનો મનસુબો;
નથી કોઇનો ગુપ્ત ચર, નથી ગામનો વેઠીયો,
હાથ જોડી તમને કહું, કૃપા કરી રો' છેટીઓ.

—દોહરા—

હસતી હસતી સુન્દરી, કે' અહિંથી ન જવાય,
અમ શેઠાણીની અહિં બધે આણ વર્તાય.

सुदामा :

આથી પણ બહુ દેશમાં, વર્તો એની આણ,
બહુ બહુ બહુ બહુ તેમનું, થજો સદા કલ્યાણ.
ઇચ્છા તમ ઉર જે હશે, તે પૂરશે મુજ નાથ,
કૃપા કરી છૂટો મને, હવે કરો ઓ માત !

स्त्रिओ :

હસતાં કહે : આ સ્થાનનો, અતિ મહિમ છે ખાસ,
અહિં આવ્યા વિણ જાય જતું–તેનું સત્યાનાશ.

सुदामा :

હવે નથી બાકી રહ્યું, જાવું સત્યાનાશ,
તમે જવા દો એટલે, વળશે મુજને હાશ.

स्त्रिओ :

અંદર જો નહિ આવશો, સુદામા સુજાણ !
જાણો નિશ્ચય આપનાં, દશ બાલકની આણ.
ઋષિ પોતાનું નામ શુણિ, સ્તબ્ધસમા થઇ જાય,
મનમાં ને મનમાં કહે, આ તે શું કહેવાય !
જોર ન ચાલ્યું તેમનું, સુન્દરીઓની મધ્ય,
લાકડીને ટેકે જતા, ઋષિ સુદામા સદ્ય.
કૃષ્ણ પ્રભુને ત્યાં હતો, તેવો દીઠો બાગ,
વૃક્ષઉપર લટકી રહ્યાં, ફલ ને ફૂલ અથાગ.
મનમાં ઋષિ વિચારતા, આ સ્ત્રી કરતી હાસ્ય,
કૃષ્ણની પાસે તો નહિ, શું લઇ જાયે ખાસ ?
વિચારતા એ આવીયા, મન્દિરકેરે દ્વાર,
એક દિવ્ય સ્ત્રી ત્યાં ઉભી, લઈ હાથમાં હાર.
પગથિયાઉપર જ્યાં ચઢે, ઋષિ સ્ત્રિયોસંગાથ,
તરત પેલી સ્ત્રી હસિ વદી : પધારિયે હે નાથ !
શ્રવણ થતાં તત્કાળ અમુઝાયા ઋષિ અપાર,
પે'રાવ્યો તે જ ક્ષણે, ઋષિને સ્ત્રીએ હાર.

હાર પે'રતાંસાથ ઋષિ, બન્યા કૃષ્ણની તુલ્ય,
નવયૌવનરૂપ થઇ રહ્યા, ધાર્યાં દિવ્ય દુકૂલ,[1]
તે જ ક્ષણે તુંબિ થઇ, સુવર્ણઝારીરૂપ,
લાકડી બની ગઈ વાંસળી, સ્વર કાઢતી અનુપ.
રુદ્રાક્ષની માળા બની, રત્નની માળાતુલ્ય,
ફાટી પિછોડી થઇ ગઇ, કસબી વસ્ત્ર અમૂલ્ય.
પહેરેલું જે ધોતીયું, થયું પિતાંબરરૂપ,
સહજ સુદામા થઈ ગયા, જાણે કૃષ્ણસ્વરૂપ.
હતાં સુદામાપત્ની તે, જેણે અર્પ્યો હાર,
તે ઋષિને ઉપર લઈ, ધરતાં હર્ષ અપાર—
સમાચાર કહેતાં કહ્યું : હે મુજ પ્રાણાધાર !
કૃષ્ણે કરી કરુણા કર્યો, સુખરૂપ આ સંસાર.
કૃષ્ણપ્રભુસામર્થ્યથી, બન્યાં દિવ્ય મન્દિર,
દુઃખમાત્ર ટળીયાં, ટળ્યું, દારિદ્યનું જંજીર.
પછી બતાવ્યું સર્વ કાંઇ, ફેરવી મન્દિરમાંહિ,
લહે સુદામા આવીયાં, કૃષ્ણમન્દિરો આંહિ.
સજલ નયન સહજે થયાં, જોતાં પ્રભુ ઉપકાર,

**સુદામા** : વધાઃ પ્રભુ! તમને થયો, શ્રમ મુજઅર્થ અપાર.
અરે ! હું ત્યાં કયાં આવીયો, શ્રમ દેવાને કાજ,
કૃષ્ણકૃપાલુ ! શું તમે, કીધું આ તે આજ !
અરે ! હવે હું સમજીયો, ઝુંપડીમાં શા કાજ,
મન્દિરમાંથી લઈ ગયા, મને કૃષ્ણ મહારાજ.
મુજ સુકૃતનું કાર્ય આ, સઘળું હોય કદાચ,
આવું માની હું નહિ, પડું કદી ભ્રમમાં જ.
અથવા બીજા કોઇનો, થયો હોય સંકલ્પ,
એવો પણ ન મને ઉઠે, ઉરમાં સંશય સ્વલ્પ.

---

1 વસ્ત્ર.

તેથી સૂચવ્યું એ રીતે, તારી ઝુંપડી મેં જ—
લઇને દીધાં મન્દિરો, ભાવ ખરેખર એ જ.
અરે ખરે હું દુષ્ટ છું, અયોગ્ય શંકાશીલ,
માત્ર પ્રભુ હું રંકના, અતિ અનુગ્રહશીલ.
નહિ તો આવું કાર્ય મુજ, કેવી રીતે થાય,
નથી સુદામાભક્તિ પણ, કૃષ્ણકૃપા જ ગણાય.
આવું ઉરે વિચારતાં, ફરતાં મન્દિરમાંય,
ક્ષણમાં સજલનયન થતા, ક્ષણમાં તે હરખાય.
કૃષ્ણમન્દિરે જે દીઠું. તેવું દીઠું હરેક,
સઘળે ફરતાં માત્ર કહિં, કૃષ્ણ ન દીઠા એક.
એ જોતાં ઋષિનું હૃદય, અધિક ભરાઇ જાય,
કૃષ્ણવિનાનું તેમને, આ સઉ શુષ્ક જણાય.
સંધ્યાકાળ થયો હતો, ઋષિ કરીને સ્નાન,
અતિ પ્રેમથી આ વદ્યા : ધરી કૃષ્ણનું ધ્યાન.

**सुदामा :**

પદ [કૃત કર્મવિના૦ એ લય]

પ્રભુ ! આપવિના, આ સઘળું મારે મન લુખું લુખું.
આથી સુન્દર મન્દિર બન્યું, કદી હોગે ધન તેમાંય ધાર્યું,
પણ પ્રાણવિનાનું તેહ તનુ; પ્રભુ !૦
કદી વૈભવ આવી મળ્યો ઝાઝો, કદી પમાય ત્રિલોકનાં રાજ્યો,
પણ આપવિના કાચો સાંચો; પ્રભુ !૦
કર્યું ભોજન પણ જમનાર ન જો, હોય રમત છતાં રમનાર ન જો,
તો શા કામનાં ભોજન—રમનો; પ્રભુ !૦
બીજ કાઢીને છોડાં દો છો, માખણ છાશેથી લઇ લો છો,
આપ્યામાં આપ ન જો હો છો; પ્રભુ !૦

પ્રભુ આપને આમાં રહેવું ન જો, શીદ ભાર સુદામાને શિર દો,
દીધું તેવું પાછું લઇ લો; પ્રભુ !૦
પ્રભુ ! હું તો છું ઘેલો કાલો, આ મન્દિરમાં આવી મહાલો,
જો તમને સુદામો હોય વહાલો; પ્રભુ !૦

— દોહરા —

સ્તુતિના છેલ્લા શબ્દના, પડઘા જ્યાં હજી થાય,
તેવામાં તો વિભૂતિસહ, કૃષ્ણ જ પ્રકટ લહાય.
જોતામાં ' ઓ પ્રભુ ! ' કહી, તે જ ક્ષણે સાષ્ટાંગ
કરી, ભેટી હરિમય કીધું, સુદામે સર્વાંગ.
બોલ્યું બોલાતું નથી, સર્વ વૃત્તિઓ શૂન્ય,
ઉભય ઉરે જે અનુભવે, તેહ કહી શકું હું ન.
શાન્તાવેશ બની પછી, સુદામાએ અર્ધ્ય,
અર્પ્યો પ્રિયતમ કૃષ્ણને, અભક્તને જ અતર્ક્ય.
પૂજન, ભોજન, સર્વ કાંઈ, કીધું રૂડી પેર,
પછી છેવટ તત્પર થયા, પધારવા પ્રભુ ઘેર.
હૃદયશું લઇ નિજ દાસને, આશીષ દેતા જાય:

**કૃષ્ણ :** " તું મુજમાં હો નિત્ય હું, તુજમાં રહીશ સદાય.
" તારાં દર્શન પ્રેમથી, જે કરશે નરનાર,
" તેનો ઇહ-પરલોકમાં, થાશે જયજયકાર.
" સદા સર્વદા સફળ હો, તુજ દીધાં વરદાન,
" કૃષ્ણસુદામાસ્મરણથી, જશે તેનું અજ્ઞાન.
" ગાશે સાંભળશે બહુ, ભાવે તુજ ચરિત્ર,
" તેને મુજ પદમાં ગ્રહીશ, કરીને પૂર્ણ પવિત્ર. "
જય જય શબ્દોસહ પ્રભુ, વિભૂતિસહ જ્યાં જાય,
કર જોડી સ્તુતિ સર્વસહ, દાસ સુદામા ગાય :

સર્વ :

પદ [મુજને માર ના શમશેર—એ લય]

શ્રીવર[૧] શ્રીદ,[૨] શ્રીધર શ્રીશ, જયજય કૃષ્ણ જય !
અંતર્બાહ્ય ને દશદિશ, જયજય કૃષ્ણ જય !
નિત્ય સ્તવે વિધીશ[૩] ગિરીશ,[૪]
સ્મરતા વસી ગિરીશ,[૫] ગિરિશ[૬]; જય જય કૃષ્ણ જય !
ત્યજતાં દૃશ્યનો આ આમિષ[૭]
મળતાં ઢીલ કરો ન નિમિષ[૮]; જય જય કૃષ્ણ જય !
ટળવા જીવપદરૂપ વિષ,
અમૃતરૂપ તવ પદ ઈશ ! જય જય કૃષ્ણ જય !
ચરણ ધરે, સુદામો શીષ,
નાથ ઉપેન્દ્ર દો આશીષ; જય જય કૃષ્ણ જય !

## ॥ श्रीरस्तु ॥



૧ લક્ષ્મીપતિ. ૧ સંપત્તિ આપનાર. ૩ ભાગ્યના અધિપતિ બ્રહ્મા. ૪ વાણીના અધિપતિ બૃહસ્પતિ. ૫ હિમાલય ગિરિમાં શ્રેષ્ઠ કૈલાસ. ૬ શિવ. ૭ લોભ ૮ એક ક્ષણ પણ.

# યોગિનીકુમારી

## પ્રથમ વિભાગ

નવીન આવૃત્તિ

## રચનાર : શ્રીમાન્ વિશ્વવંદ્ય

ગુજરાતી સાહિત્યમાં આ એક જ નવલકથા છે કે જેના લેખમાં અપૂર્વ રસસાથે વાચકની સર્વ પ્રકારની વ્યવહાર પરમાર્થની ઉન્નતિમાં ઉપયોગી અનેક કર્તવ્યને સરલ અને સ્પષ્ટપણે જણાવ્યાં હોય. હજારો સ્ત્રી પુરુષો તેને રસ અને પ્રીતિપૂર્વક વાંચે છે અને હજારો સ્ત્રી પુરુષો તેને વાંચવાને હજી તત્પર છે. તેમાં એક તરફથી વાર્તાનો ભાગ એટલો તો રસમય છે કે જે વાંચનારનું ચિત્ત સહજસ્વભાવે જ પોતાના તરફ આકર્ષી રાખે છે; જ્યારે તેમાં કેટલાક બીજા બોધક પ્રસંગો ગૂઢ છતાં એટલા તો ઉપયોગી અને સરલ તથા સચોટપણે દેખાયા છે કે વાંચનાર તેને તે જ વખતથી પોતાના જીવનમાં ઉતારવા લલચાયા વિના રહેતો નથી. ગ્રન્થના વાર્તાભાગસાથે તે બોધક વિષયને એવી તો સુંદરરીતે ગુંથ્યો છે કે જેમાં લેખકના અસાધારણ બુદ્ધિવિભવનું વાંચનારને સ્પષ્ટ ભાન થયા વિના રહેતું જ નથી.

જીવનમાં ઉત્તમ ઉચ્ચ આનંદ અનુભવવો હોય તો આ પુસ્તક તત્કાળ મંગાવી વાંચો.

મૂલ્ય : રૂ. ૨–૮–૦ પો. ૦–૪–૦

વ્યવસ્થાપક—મહાકાલ, વડોદરા.

# શ્રી ત્રિભુવનવિજયીખડ્ગ

## પૂર્વ તથા ઉત્તરધારા.

શ્રેયસ્સાધકવર્ગના સદ્ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીનો રચેલો આ અપૂર્વ ગ્રંથ દ્વિતીયાવૃત્તિરૂપે હમણાં જ પ્રસિદ્ધ થયો છે. તે અત્યંત રસમય વાર્તારૂપે છે સદ્વાચનમાત્રથી અંતઃકરણમાં કેવી અપૂર્વ શાંતિ, સ્વસ્થતા તથા ઉચ્ચતા પ્રાપ્ત થતી હશે, તે જો અનુભવવું હોય તો આ ગ્રન્થ અવશ્ય વાંચવો. જેટલો તે રસમય છે તેવો જ તે બોધક અને જીવનોપયોગી વિચારોથી ભરપૂર છે. મનની વ્યગ્રતા શમાવી તેને ઉન્નત કરવાનું કોઈ સફલ ઔષધ હોય તો તે આ ગ્રન્થનું વાચન છે. પુરુષાર્થનું પ્રાધાન્ય સ્થાપતો આ ગ્રન્થ નિરુત્સાહીને સાચો ઉત્સાહ તથા આગ્રહ અર્પી કર્તવ્યશીલ કરે છે અને કર્તવ્યમાર્ગમાં પુનઃ પુનઃ ઉપયોગી ઉપદેશદ્વારા તેને કર્તવ્યસિદ્ધિપર્યન્ત આગળ લઈ જાય છે.

ઉન્નત જીવનના દિવ્ય આદર્શો જોવા જાણવા હોય તો આ ગ્રંથ અવલોકો અને તમે મોહમુગ્ધ થશો.

મૂલ્ય : રૂ. ૨ ૮-૦ પોસ્ટેજ ૦-૪-૦

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.